# स्वदेश गीतामृत.

## દેશભક્તિનાં કાવ્યોનો

## સંગ્રહ.

To humbler functions, awful Power  
I call thee: I myself commend  
Unto thy guidance from this hour;  
Oh let my weakness have an end !  
Give unto me, made lowly wise,  
The spirit of self-sacrifice;  
The Confidence of reason give;  
And in the light of truth thy Bondman let me live.

—*Wordsworth, Ode to Duty*


સંગ્રહ કર્તા,

**મ્હેતા કાન્તીલાલ અમુલખરાય.**

( કે. મ્હેતા એન્ડ કંપની. )



બુકસેલર એન્ડ પબ્લીશર,

ઠે. ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦૦.

ઇ. સ. ૧૯૧૮. સંવત ૧૯૭૪.

**કિંમત ૦-૪-૦ આના.**

પ્રસિદ્ધ કર્ત્તા,
કે. મ્હેતા એન્ડ કંપની તરફથી,
મ્હેતા કાન્તીલાલ અમુલખરાય.
બુકસેલર અને પબ્લીશર,
ઠે. ત્રણ દરવાજા—અમદાવાદ.



આ પુસ્તક
સ્વ. મહાત્મા ગોપાળકૃષ્ણ ગોખલેની
જયંતી નિમિત્તે
પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

અમદાવાદ,
તા. ૧૯-૨-૧૮.

પ્રસિદ્ધ કર્ત્તા.

અમદાવાદ.
ખાડીઆમાં આવેલા શ્રી "ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસ"માં
જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

# અર્પણ પત્રિકા.



દેશભક્તિનાં કાવ્યોનો ગુજરાતમાં પ્રથમ જ સંગ્રહ કરી, હજારો દેશબાંધવોના હૃદય પર જયંતીઓ, સ્વદેશ કીર્ત્તનો વિગેરે યોજીને સ્વદેશાભિમાનની ચિરસ્થાઇ અસરો જે શહેરે ઉપજાવી છે તે ઐતિહાસિક ગુર્જર પાટનગર અમદાવાદને આ પુસ્તક અર્પણ હો !

—પ્રકાશક.

# અનુક્રમણિકા.

# કાવ્યની કર્ત્તાવાર યાદી.

# નવીન શિવાલય.

દઉં બોલી સત્ય **બ્રાહ્મણ** ! તું જો ન ઓછું આણે,
સંસાર તુજ **સનમને** જુનો પુરાણો જાણે.

**ઇર્ષા, કુસંપ,** તુજને સનમો તણા શિખા છે,
**છળ, વેર**ની નસીહત મુજ, **શેખજી** પ્રમાણે.

કંટાળી મેં તો તજિયાં **મંદિર, હરમ,** ઉભયને,
ઉપદેશ તારો તજિયો, ને **શેખ** જે વખાણે.

છે તું **ધણી લતાનો,** હાંકી કુસંપને દે,
આ વિષમયી પવન તો **પુષ્પોને** પીંખે તાણે.

તે **વ્રજમાં પ્રભુને** દીઠા તો **તેહને** હું,
**ભારતભૂમિ** રજોમાં દરરોજ રાત નિરખું.

**અન્યત્વ**ની ભીંતો, ઉઠને ઉરાડી દઇએ,
ચિત્રો **દ્વિત્વ**નાં ભેટી વિનાશી દઇએ.

વર્ષો થયાં થયો છે, મનનો પ્રદેશ સૂનો,
ઉઠ, એક **નવીન શિવાલય** તેમાં બનાવી દઇએ.

ઊંચાઇ એ મંદિરની સહુ મંદિરોથી ઉંચી,
આકાશથી કળશ તો જેનો લગાવી દઇએ.

વળી એક અનુપ પ્રતિમા, કરીને સુવર્ણમાંથી,
**હરદ્વાર** દિલ તણામાં લાવી જમાવી દઇએ.

એ મૂર્તિ તેજ મોહક, વળી આકૃતિ મનોહર,
નિજ મન મુરાદો માટે એના પુજારી થઇએ.

**મણકો** રમે ગળામાં, **તસબીહ** હસ્તે ધરીએ,
અર્થાત **દેવળે** પણ, **મસ્જિદ** નમાઝી બનીએ.

દર્શન કરે સકળ જગ, રહે નિત્ય દ્વાર ઉઘાડાં,
દરએક આત્મામાં અગ્નિ રમાડી દઇએ.

જળ રેડી, રેડી, રેડી, એ દેવની સમક્ષે,
ચક્ષુ ગંગા મહિંથી કુંજ એક કાઢી દઇએ.

"**ભારત**" કપાળ પર નામ એ દેવતાનું લખીએ,
વિસરાયલાં સંગીતો જગને સુણાવી દઇએ.

લઈ "**પ્રીત**"ની મદિરા, મંત્રોના ગાનમાંથી,
સૌ સેવકોને તેનાં જામો પિલાવી દઇએ.

દે ઘંટનાદ તેડો જ્યારે પુજારીઓને,
અમ ગર્જના **અઝાં**ની તેમાં છુપાવી દઇએ.

છે નામ "**પ્રેમ**" જેનું તે અગ્નિ નિર્ગુણીમાં,
ધર્મો તણા ફિસાદો હોમી જલાવી દઇએ.

છે રીતિ પ્રેમીઓની તન અર્પવું અને મન,
સેહવું, વિલાપ કરવો, દૃઢ કરવા પ્રેમબંધન.

—ઉર્દુ કવિ **શેખ મુહંમદ ઇકબાલ.**

# स्वदेश गीतामृत.

## મંગળાચરણ.

### १. भारत माताने.

अयि भुवन–मनोमोहिनी ।
निर्मल सूर्य करोज्वल धारिणी
जनक, जननी जननी… ….अयि;

नील सिन्धु जल धौत चरणतल
अनिल विकंम्पित श्यामल अंचल
अंवर–चुंबित भाल हिमाचल
शुभ्र तुषार किरीटिनी…. ….अयि;

प्रथम प्रभात उदित तव गगने
प्रथम सामरव तव तपोवने
प्रथम प्रचारित तव वन भवने
ज्ञान धर्म कत[1] काव्य काहिनी[2] ….अयि;

चिर कल्याणमयी तुमि धन्य
देशविदेशे वितरिछ[3] अन्न
जान्हवी जमुना विगलित करुणा
पून्य पीयूष स्तन्य धारिणी….अयि;

—रविन्द्रनाथ टागोर.

---

૧ કત=અનેક; કેટલીએ. ૨ કાહિની=કથાઓ. ૩ વિતરિછ=વ્હેંચ્યાં છો.

## ૨. જય ! માત ભારતિ !

જય ! માત ભારતિ !
જય ! પુણ્યશાલિની !
હસતી, હૂલાવતી;
જય ! જય ભરત ભૂમિ !

જ્યાં સૃષ્ટિ-સૌંદર્ય-ભર્યું છે, ધર્મ, કર્મ જ્યાં થાય;
આદિ મહદ્ ઋષિએ ગજવી, ધુની વેદની જ્યાંય.

જય ! દિવ્ય તે ભૂમિ !
જય ! ધર્મગામિની !
હસતી, હૂલાવતી;
જય ! જય ! ભરત ભૂમિ !

પ્રેમ-શૌર્ય અંકિત તનુજો જેનાં જગવિખ્યાત;
ઇતિહાસે જેના આલેખ્યા ઉજ્જવલ ગુણ અમાપ.

જય ! દિવ્ય તે ભૂમિ !
અમ આશ પૂરતી,
હસતી, હૂલાવતી;
જય ! જય ભરત ભૂમિ !

"મારો દેશ, ભૂમિ આ મારી" જાય સદાયે જ્યાંય
ત્રીશ કોટી સંતાન મુખેથી, સ્વપ્ને નહિ ભૂલાય.

જય ! દિવ્ય તે ભૂમિ !
જય ! માત ભારતિ !
આશ અમ પૂરતી,
જય ! જય ભરત ભૂમિ.

જય ! માત ભારતિ !
જય ! પુણ્યશાલિની !
હસતી, હૂલાવતી,
જય ! જગ ભરત ભૂમિ !

રા. અરૂણ.

## ૩. વન્દે માતા ભારતી.

વન્દે માતા ભારતી! વન્દે માતા ભારતી!
સ્વર્ગથી શ્રેષ્ઠ અમ માતૃભૂમિ જનની!
વન્દે માતા ભારતી!

ઉદયાચલ સૂર્ય પ્રચંડ ભાનુમતી!
ગિરિ હિમાચલ અચલ દુર્ગધારી
વન્દે માતા ભારતી!

જગજ્જ્યોત્સ્ના સમી ધર્મની દાયિની!
શક્તિ તું! માત! ઓ મોક્ષદાયી!
વન્દે માતા ભારતી!

ૠતુવતી, રસવતી, જલવતી, સરસ્વતી!
ૠષી—મુનિ—વીરનાં વેદવાહી!
વન્દે માતા ભારતી!

જ્ઞાન ભક્તિનાં નેણુ એ ઝગઝગે!
મુખે મોક્ષના અમર મંત્રો રમે;
વન્દે માતા ભારતી!

હૃદયમાં સત્યને હાથમાં શૌર્યશ્રી;
ધર્મક્ષેત્રે પાય પાવન કારીઃ
વન્દે માતા ભારતી!

શ્રીમદ્ ભગવદ્ ગીતા ધર્મયુદ્ધ ઘોષણા,
જીવને દેશ ને જગતની ચેતના;
વન્દે માતા ભારતી!

મંગલ ગાન તુજ સકલ ભારત કરે,
અમ પ્રાણુ—ધન—મન સર્વ દેવી ચરણે;
વન્દે માતા ભારતી!

**રા. મૂલજી દુર્લભજી વેદ.**

## ૪. " મારી ભરતભૂમિ " સ્વદેશસ્તોત્ર.

મારી ભરત ભૂમિ !
રૂપાળી, રઢીયાળી, યશાળી, સુશીલ પુનિત !
તારા ચરણ ચુમી,
આનંદે વંદુ જય જય હરદમ નિત્ય !

દુનિયામાં દેશ અનેકજ છે;
સૌ સૌમાં કાંક વિશેજ છે !—
પણ તું તો અલૌકિક એકજ છે !
મારી ભરત ભૂમિ—

કોણ આવે હિમાલયની હારે ?
કોહીનુરે અન્ય હીરા હારે;
વણ શેલડી સરસ સાકર ક્યાંરે
મારી ભરત ભૂમિ—
સ્થળ સ્થળ સોહે

નવરંગી રમણી મનડાં મોહે
જાણે વાડી વિશ્વંભરની હોએ—
મારી ભરત ભૂમિ—

સાથે વિશ્વંભરવાની તું ઝાઝી;
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી,—
મારી ભરત ભૂમિ—

સ્ત્રીઓ પણ અબળા જે બાકી,
તેણે દેશ ભક્તિ સબળા દાખી;
ઈતિહાસજ છે એનો સાખી,—
મારી ભરત ભૂમિ—

તારાં કાર્ય ત્યારે યવને ભાળ્યાં,
મહાશિળ નિર્મળ બુદ્ધિવાળાં;
અહા ! " દેવા કમાડે પડે ન તાળાં,"
મારી ભરત ભૂમિ૦—

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મ ભૂમિ;
તારી ભક્તિ રગેરગ રહીજ ઘુમી,
મારી ભરત ભૂમિ૦—

સ્વ. નવલરામ.

# ૫. ભારત ભૂમિનું જયકીર્તન.

( રાગ ખમાચ. )

મળી સર્વ ભારત સંતાન, એકતાન મન પ્રાણ.
ગાઓ ભારતનાં યશોગાન;
ભારતભૂમિ તુલ્ય નહિં કોઇ સ્થાન,
નહિં અદ્રિ હિમાદ્રિ સમાન;
ફલવતી વસુમતી, સ્રોતસ્વતી પુણ્યવતી.
શતખંડ રત્નનું નિધાનઃ

ધ્રુવ
થાઓ ભારતનો જય
જય ભારતનો જય
ગાઓ ભારતનો જય
શું ભય? શું ભય?
ગાઓ ભારતનો જય.

વિરયોનિ આ ભૂમિ વીરની જનની,
વ્યાપી રહી અજ્ઞાનરજની,
સુગભીર એ તિમિર કદિ નહિ રહે ચિરઃ
દેખા દેશે દીપ્ત દિનમણી-ધ્રુવ.
રામભૂમિ, કર્ણાટક, કુર્ગ, મધ્યપ્રાન્ત,
માલવ, સિન્ધ, પંચનદીધામ;
અંગ, મદ્ર, ગુર્જરાષ્ટ્ર, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર,
બ્રહ્મદેશ, ને રાજપુત્રસ્થાન—ધ્રુવ.
હિન્દુ, જૈન, સિખ, બૌધ, ખ્રિસ્તિ, મુસલમાન,
પારસીક, યાહુદી, ને બ્રાહ્મ;
ભારતના સહુ પુત્ર, થઇ પરસ્પર મિત્ર,
ધારી ચિત્ત ગણના સમાન—ધ્રુવ.
હિન્દભૂમી દુઃખ ડુમી, દારિદ્રય વિસ્તાર,
સંપતીર્થ કરી વારંવારઃ
ઉઠી ઉઠી રે ઉત્સાહે માગી માગી પ્રભુ સાહે,
ધરી હસ્ત કરો રે ઉદ્ધાર—ધ્રુવ.
કેમ ડરો ભીરૂ! કરો સાહસ આશ્રય.

**यतोधर्मस्ततोजयः**

છિન્નભિન્ન હીનબલ ઐક્યથી પામશું બધ;
માતામુખ ઉજ્જવલ કર્યેથી શું ભય?—ધ્રુવ.

## ૬. હિન્દુસ્તાન ભારતીય રાષ્ટ્ર—સંગીત.*

૧

અતીત ગૌરવ વાહિનિ મમવાણી !
ગાતું આજ "હિન્દુસ્થાન !"
મહા સભા ઉન્માદિનિ મમવાણી !
ગાતું આજ "હિન્દુસ્થાન !"
ડર્ય ! વિક્રમ વિભવ, યશઃ સૌરભ પુરિત
એહ નામ કેરૂં ગાન !

( chorus સહુ મળીને )
બંગ બિહાર, અયોધ્યા, ઉત્કલ,
મદ્ર, મહા, ગુર્જરાષ્ટ્ર, નેપાલ,
પંજાબ રાજપૂતાન્ !
હિન્દુ, પારસી, જૈન, ઇસાઇ
સિખ્ખ મુસલમાન !
ગાઓ સકલ કંઠે સકલ ભાવે
"નમો હિન્દુસ્થાન !"
હર હર હર જય ! હિન્દુસ્થાન !
(પારસી) દાવર હોરમઝદ ! હિન્દુસ્થાન !
(મુસલમાન) અલાહિ અકબર ! હિન્દુસ્થાન !
'નમો હિન્દુસ્થાન !'

૨

ભેદરિપુ નાશિનિ મમવાણી !
ગા તું આજ ઐકય ગાન !
મહા બલ વિધાયિનિ મમવાણી !
ગા તું આજ ઐકય ગાન !
મેળવ્ય દુઃખે, સૌખ્યે, સખ્યે
લક્ષ્યે કાયમનઃ પ્રાણ !

( chorus સહુ મળીને )
બંગ, બિહાર, અયોધ્યા, ઉત્કલ,

---

* શ્રીમતી સરલા દેવી ઘોષાલ બી. એ.ના બંગાળી કાવ્ય ઉપરથી.

મદ્ર, મહા ગુર્જરાષ્ટ્ર નેપાલ,
પંજાબ રાજપૂતાન !
હિન્દુ, પારસી, જૈન, ઇસાઇ,
સિખ્ખ મુસલમાન !
ગાઓ સકલ કંઠે—સકલ ભાવે !
'નમો હિન્દુસ્થાન !'
હર હર હર જય ! હિન્દુસ્થાન !
(પારસી) દાવર હોરમઝદ ! હિન્દુસ્થાન !
(મુસલમાન) ઇલાહિ અકબર ! હિન્દુસ્થાન !
'નમો હિન્દુસ્થાન !

૩

સકલ જન ઉત્સાહિનિ મમવાણી !
ગા તું આજ નૂતન તાન !
મહા જાતિ સંગઠની મમવાણી !
ગા તું આજ નૂતન તાન !
ઉઠાવ્ય કર્મ નિશાન ! ધર્મ વિષાણ !§
બજાવ્ય ચેતાવી પ્રાણ !

( chorus સહુ મળીને )

બંગ, બિહાર, અયોધ્યા, ઉત્કલ
મદ્ર, મહા—જેરાષ્ટ્ર, નેપાલ
પંજાબ રાજપુતાન !
હિન્દુ, પારસી, જૈન, ઇસાઇ !
સિખ્ખ મુસલમાન !
ગાઓ સકલ કંઠે-સકલ ભાવે
"નમો હિન્દુસ્થાન !"
હર હર હર જય હિન્દુસ્થાન !
(પારસી) દાવર હોરમઝદ ! હિન્દુસ્થાન !
(મુસલમાન) ઇલાહિ અકબર ! હિન્દુસ્થાન !
'નમો હિન્દુસ્થાન !'

**अरविन्द.**

§ બ્યુગલ.

# ૭. ભવ્ય ભારતભૂમિ.

( ૧ )

અમ ભવ્ય ભરતભૂમિ આએ—
વડી બ્રહ્મવેદિ અમ આએ,
વસિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, ભરદ્વાજ, ઉદ્દાલકાદિના
શુદ્ધ સનાતન બ્રહ્મતેજથી જે ઝળહળે સદાએ,
અમ ભવ્ય ભરતભૂમી આએ-
બ્રહ્મરસે ભીના ઋષિવરની બ્રહ્મવેદિ અમ આએ !

( ૨ )

અમ ભવ્ય ભરતભૂમી આએ—
વડું તપોવન અમ આએ,
બાદરાયણે વ્યાસ, જૈમિનિ, કણાદ, ગૌતમ, કપિલ, પાણિનિ,
પતંજલિ, વાત્સાયન, આદિની
પ્રૌઢ વાણી જ્યાં હજીએ ઉત્સુક કર્ણે નિત્ય પીવાયે,
અમ ભવ્ય ભરતભૂમિ આએ—
વર્ચસ્વી ધ્યાનલીન મુનિનું તપોવનજ અમ આએ !

( ૩ )

અમ ભવ્ય ભૂમિ આએ-
વડું પુણ્યભુવન અમ આએ;
બ્રહ્મવાદિની ગાર્ગી અરૂંધતી, મૈત્રેયી, સાવિત્રી સીતા સતી,
દમયંતી, દ્રૌપદી, તારામતી, કમલાવતી, દુર્ગાવતી, કુલવતી
સતીની શાશ્વત, કીર્તિ ગાઇ જ્યાં કુલવધૂ કૃતાર્થ થાયે,
અમ ભવ્ય ભરતભૂમિ આએ-
સરસ્વતીની લાડલી સખીનું પુણ્ય ભુવન અમ આએ !

( ૪ )

અમ ભવ્ય ભરતભૂમિ આએ—
વડું વીર ક્ષેત્ર અમ આએ,
ભાર્ગવ, રાઘવ, ભીષ્મ, ભીમને દ્રોણ, કર્ણ અભિમન્યુ અર્જુને
મૌર્ય શકારિ, સિદ્ધરાજને હઠ હમીર ચહુઆણુ તાજ તે.
પૃથુ જયમલ્લ પ્રતાપ આદિને .

નામે અમર ઉછળે ઉર જ્યાં આર્યતણાં ઉત્સાહે,
અમ ભવ્ય ભરતભૂમી આએ
સત્કીર્તિ રસિક વીરવર્યનું વીર ક્ષેત્ર અમ આએ !

( ૫ )

અમ ભવ્ય ભરતભૂમિ આએ-
વડી કાવ્યકુંજ અમ આએ,
રામાયણ ભારતના ઋષિ કવિ; કાળિદાસ, ભવભૂતિ, ભારવિ,
દંડી, બાણ, જયદેવ, હાલ કવિ પ્રવરસેન, સુરચંદ, ચંદ રવિ,
તુલસી, પ્રેમાનંદ પુરા કવિ, ભારતેંદુ બંકિમ ત્રીપાઠી વળી
નવીન પ્રસાદી રસામૃતની જહિં અખૂટ અવનવી પાયે
અમ ભવ્ય ભરતભૂમિ આએ-
અમર કવીશ્વરની કોડામણિ કાવ્યકુંજ અમ આએ !

( ૬ )

અમ ભવ્ય ભરતભૂમિ આએ-
વડી આર્ય માત અમ આએ !
ચરણ પખાળે જલધિ પ્રીતથી, ષડ્ઋતુ પૂજે પુષ્પ પત્રથી,
ભાનુ કરે ત્રણ કાળ આરતી, વાયુ વાયે ત્રિવિધ સદા ગતિ,
નિર્મળ નદીઓ લલિત લાસ્યથી મૃદુ મર્મર કલરવ-વિલાસથી
સુજશ દીસે દશ દિશ પ્રકાશતી,
પ્રેમતણો ઉપહાર અર્પી વળી જય જય જય જન ગાયે-
જય જય જય જય જન ગાયે,
અમ ભવ્ય ભરતભૂમી આએ-
ભૂમંડળ મંડન જનનંદન ધન્ય માત અમ આએ !

રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

## ૮. જય જય ગરવી ગુજરાત.

---

જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત,
દીપે અરૂણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળ કુસુંબી,
પ્રેમ શૌર્ય અંકિત,

તું ભણુવ ભણુવનિજ સંતતિ સહુને,
પ્રેમ ભક્તિની રીત—
ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત,
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણુ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણુને,
રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો
દે આશિશ જયકર—
સંપે સોયે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત.
તે અણુહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગ થકી પણુ અધિક સરસ રંગ,
થશે સત્વરે માત,
શુભ શકુન દિસે મધ્યાન્હ શોભશે,
વીતી ગઇ છે રાત,
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.

સ્વ. કવિ નર્મદાશંકર.

## ૯. ગુણવંતી ગુજરાત.

ગુણુવંતી ગુજરાત, અમારી ગુણુવંતી ગુજરાત!
નમિયે નમિયે માત! અમારી ગુણુવંતી ગુજરાત!
મોંઘેરા તુજ મણિ મંડપમાં આ ઝુકી રહ્યાં અમ શીષ;
માત મીઠી! તુજ ચરણુ પડીને માગીયે શુભ આશિષ!—
અમારી ગુણુવંતી ગુજરાત!
મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન થી અમોલ;
રસ ફુલડાં વીણુતાં વીણુતાં ત્યાં કરિયે નિત્ય કલ્લોલ!—
અમારી ગુણુવંતી ગુજરાત!

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણુ કરીયે જાત !—
અમારી ગુણુવંતી ગુજરાત !
ઉંડા અઘોર અરણ્ય વિશે કે સુંદર ઉપવન માંય !
દેશ પ્રદેશ અહોનિશ અંતર એકજ ત્હારી છાંય !
અમારી ગુણુવંતી ગુજરાત !
સરસરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂર !
પુણ્ય ભૂમિ ફળ ફુલ ઝઝૂમી, માત ! રમે અમ ઉર !—
અમારી ગુણુવંતી ગુજરાત !
હિંદુ મુસલમિન, પારસી સર્વે, માત ! અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવરંગે કરિયે સેવા સહુ કાળ !—
અમારી ગુણુવંતી ગુજરાત !
ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દે અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતી કરિયે જય જયકાર !—
અમારી ગુણુવંતી ગુજરાત !
નમિયે નમિયે માત ! અમારી ગુણુવંતી ગુજરાત !

—અરદેશર ફરામજી ખબરદાર.

# ગુજરાત.

## ૧૦. એક ઐતિહાસિક કાવ્ય.

### રાગ ધનાશ્રી.

૧ ધન્ય હો ! ધન્ય જ પુણ્ય પ્રદેશ !
અમારો ગુણિયલ ગુર્જર દેશ;
કૃષ્ણચન્દ્રની કૌમુદીઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશ:
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો !
૨ આર્યનું સાગરતીર્થ પુરાણુ,
તપોવન ભૃગુવસિષ્ઠના બાણુ;

ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથીનાં જ્યહાં રાજ્ય:
ગ્રીસરોમથી ય જૂનાં,
કુરુપાંડવથી યે પ્રાચીન,
સોમનાથ, ગિરિનગર, દ્વારિકા:
યુગયુગ ધ્યાનવિલીન
ઉભીને કાલસિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર. ધન્ય હો !

૩ સ્થળેસ્થળ નવપલ્લવના પુંજ,
નદી ને તળાવ કેરી કુંજ;
કોમળી કવિતા સમ સુરસાળ
સિન્ધુ જ્યહાં દે મોતીના થાળ;
જગજૂનાં નિજ ગીત ગર્જતો
ફરતો સાગર આજ;
કેસર ઉછળી ઘૂઘવે ગરવો
વનમાં જ્યહાં વનરાજ;
ગિરિગિરિ શિખરશિખર સોહન્ત
મન્દિરે ધ્વજ ને સન્તમહન્ત.

૪ પૂર્વેથી પશ્ચિમ વહે પ્રકાશ,
વ્હાણ ભરી વ્હેતી તેમ નિકાસ,
મોહી આંગણુ કિતર્યો જ યરોપ,
વીણવા વાડીના ફૂલરોપ:
વીણી ન વણસે પુણ્યપાંગરી
અમ રસભૂમિની છાબ:
જગમોહન મુંબઇ નગરી જૂવો !
શું પાથર્યો કિનખાબ:
નિત્ય નવફૂલે ખીલે અભિરામ
લક્ષ્મીમ્હોર્યાં લક્ષ્મીનાં ધામ. ધન્ય હો !

૫ ચોળી, ચણિયો, પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ;
અંગ આખે યે નિજ અલબેલ

સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
રાણુકતનયા, ભાવશોભના,
સુન્દરતાનો શું છોડ !
આર્યસુન્દરી ! નથી અવનીમાં
તુજ રૂપગુણની જોડ;
ભાલ કુંકુમ, કર કંકણુસાર,
કન્થનાં સજ્યાં તેજશણુગાર. ધન્ય હો !

૬ ખેતરો ન્હાનાં, ન્હાની શી પોળ,
નાતજાતે ન્હાનડિયા ધોળ;
ક્ષત્રીજાયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડા જ સમાજ;
વૃદ્ધ ચાણાક્યે વર્ણ્યા પૂર્વે
ન્હાનાં પ્રજાનાં તન્ત્ર,
એહ પુરાતનના પડછાયા
આ અમ જીવનજન્ત્ર;
એક ફૂલવેલે ફૂલતાં ફૂલ,
અમારા એક સુગન્ધ અમૂલ. ધન્ય હો !

૭ દેશ નિજ તજી ધર્મને કાજ
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર
જગતઇતિહાસે અનુપ ઉદાર;
ઇસ્લામી યાત્રાળુનું આ
મક્કાનું મુખબાર;
હિન્દુ મુસલ્મિન પારસીઓને
અહિયાં તીરથદ્વાર;
પ્રભુ છે એક, ભૂમિ છે એક,–
પિતા છે એક, માત છે એક,–
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો !

૮ નથી રમી સમશેરોના દાવ,
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત, જાણે હજી ય પળાય;

એક ઇડરના વનકેસરીએ,
ભડવીર બાપ્પારાવ,
વિશ્વવન્દ્ય સૂરજકુળ સ્થાપી
ચિતોડ કીધ યશછાંવઃ
જન્મભૂમિ દયાનન્દનાં ધામ,
ગાંધીનાં ગીતાજીવન નિષ્કામ. ધન્ય હો !

૯ સૂરતના રસિક રંગીલા રાજ,
બુદ્ધિધન ભર્યો શ્રીનગરસમાજ;
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છના સાહસિક સન્તાન;
ખંડખંડ વિસ્તરતો હિન્દી
મહાસાગર મહારેલ,
તીરતીર જઇ સ્થાપી ગુર્જરી
સંસ્થાનોની વેલ;
મહાસાગરના પૃથ્વિવિશાળ,
સરોવર કીધાં ગુર્જરી બાળ. ધન્ય હો !

૧૦ વનેવન લીલો ઘટાસોહાગ,
જગતનો દીપે શું અમુલખ બાગ !
સજાવ્યા જૈને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર;
ભારતીએ કંઇ ફૂલફૂવારો
અંજલિમાં શું લીધ !
દિશાદિશમાં ફૂલધાર ઉડાવી
દિલનાં પરિમળ દીધ !
હિન્દમાતની લાડિલી બાળ !
ગુર્જરી! જય! જય! તવ ચિરકાળ! ધન્ય હો !

બેસતું વર્ષ, ૧૯૭૩.
૨૨.૧૦.૧૯૧૭

**ન્હાનાલાલ દ. કવિ.**

---

" એ જ પ્રિયપરિચિત પૂર્વનિવાસઃ " ઉત્તરરામના ભાષાન્તરમાંની રા. મણિલાલ નભૂભાઇની એ લાવણીનો ઢાળ.

---

## ૧૧. નમું માતૃભૂમિ ગુજરાત !

પદ્ય.

નમું માતૃભૂમિ ગુજરાત રે !
મારી માનવતી એ માત !
"જય ! જય ! ગરવી ગુજરાત !"
નમું માતૃભૂમિ ગુજરાત ! ટેક.

મનહર તરુવરધારી ભૂમિ તું !
પાવન ક્ષેત્ર તું આર્યભૂમિનું !
રસ કસમયતાથી બહુ વખણી તું
કાંચનભૂમિ સાક્ષાત રે—
નમું માતૃભૂમિ ગુજરાત ! ૧

સરવર સાગર પૂર્ણ સરિતા
પિતૃભૂમિ મુજ તુંજ જનેતા !
વત્સલ ભાવ તું રાખજે માતા !
કરજે બહુ વિધ લાડ રે !
નમું માતૃભૂમિ ગુજરાત ! ૨

અનેક થયા તુજ પુત્ર કદાપિ—
કોઇએ તને પર સ્વાધીન સોંપી
શ્રાપ ન આપ્યો તેં ય તથાપિ,
ધન્ય ! વત્સલ ભાવ એ માત રે !
નમું માતૃભૂમિ ગુજરાત ! ૩

મોટા મોટા મહિપતિ મકલ્લાયા,
તું પર સુંદર મંદિર સ્થાપ્યાં;
યશદુંદુભિ બહુ વગડાવ્યાં,
પણ હાલ ન નામ નિશાન રે.
નમું માતૃભૂમિ ગુજરાત ! ૪

તું પર ચાલી ગયા **વનરાજા,**
તું પર મ્હાલી ગયા **સિદ્ધરાજા;**
**માધવ, કર્ણ** સમા નર ઝાઝા,
તોય દેવિ તું કેવી કૃપાળ રે !
નમું માતૃભૂમિ ગુજરાત ! ૫

રંક અને વળી રાય સહજ પણુ
તેં ઉપજાવ્યાં રત્ન વિલક્ષણુ;
કોડે ઉછેર્યાં કવિ કુલ ભૂષણુ,
ભક્ત—કવિની તું ખાણુ રે !
નમું માતૃભૂમિ ગુજરાત ! ૬
પ્રીતમ પ્રેમ, અખા ઉપજાવ્યા,
સામળ, ધીરા, દયા પ્રકટાવ્યા,
નર્મદ, નવલ દલપત્ત રમાડયા,
શું લેખિની લખશે વખાણુ રે !
નમું માતૃભૂમિ ગુજરાત ! ૭
ધન્ય ! મને બહુ ધન્ય હું માનું
તુંજ સમી માવડીથી અતિ રાચુ !
તારી કૃપા બહુ પ્રેમથી યાચુ,
તને શતધા પ્રેમે પ્રણામ રે !
નમું માતૃભૂમિ ગુજરાત ! ૮
"જય ! જય ! ગરવી ગુજરાત રે !!
જ. દા. ત્રિપાઠી.

## ૧૨. ગુર્જરી પૂજન.

કરો સહુ ગુર્જરીનું સન્માન—ધ્રુવ
અંકે જેને હસી રમી ઉછર્યા
બલ પુષ્ટિ સહુ જેણે અર્પ્યાં,
દયા, પ્રેમ, નર્મદ જ્યાં વિચર્યા
અન્ય દાસ મહાન્—કરો.
ગોવર્ધન, મણિ, બાલ, મસ્તની
વાણી મધુરી રસવતી જ્યાં ઝલકી,
ગાય દિગન્તે કીર્તિ સુન્દરી,
એ નન્દનવન ગાન.—કરો.
સદ્‌ભાવોનો ભોગ ધરાવો,
પ્રતિભાનાં શુભ ફુલ ચઢાવો,
અચલ પ્રેમ-દીપ જ્યોત જલાવો,
કરો સ્વાર્થ-બલિદાન—કરો.

હર્ષ—અશ્રૂ સહ પુલકિત બનીને,
તન મન ધનથી પૂજન કરીને,
માઓ ચર્ણે વન્દન કરીને,
ઉન્નતિનું વરદાન—કરો.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

## ૧૩. 'ગુજરાતનું રાષ્ટ્રીય ગીત.'

વ્હાલું વતન ગુજરાત, અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત !
સ્વર્ગભૂમિ સાક્ષાત્ અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત ! ટેક.
પારનેર ને પાવગઢસમ પ્હાડો જ્યાં રળિયાત;
પુણ્ય પ્રવાહે નદી નર્મદા તાપી વહે દિનરાત ! અમ્હારૂં.
કરણરાજ ને સિદ્ધરાજ એ ગુજરાતના નાથ !
નિજ યશ જ્યોતિ થકી કરી ગયા ઝળમાળું ગુજરાત ! અમ્હારૂં
નરસિંહ, મીરાં, કૃષ્ણ, સુદામા, અશોક પ્રભુ અવતાર !
પુણ્ય પગલિયે પાવન કીધી દિવ્યભૂમિ ગુજરાત ! અમ્હારૂં.
સાક્ષરભૂમિ રાજનગર ત્યમ સુરત અને નડીયાદ;
નર્મદ, બાલ, કલાપી, ગોવર્ધન, દલપત, પ્રખ્યાત ! અમ્હારૂં.
ભારતીય સામ્રાજ્યતણો એ બાહુ અડગ વિખ્યાત !
અન્ય પ્રાન્ત બન્ધુઓ સાથે વિહરશે ગુજરાત ! અમ્હારૂં.

જનાર્દન ન્હાનભાઈ પ્રભાસ્કર.

## ૧૪. 'ગુર્જર—ગર્જના.'

ગુજરાતના પુત્રો અમો, ગુજરાતમાં દિલડું રમે;
તે વિણ કહીં જરીએ નહિ, અન્યત્ર અમને તો ગમે.
ભારે અમારૂં મન જરા મગરૂર છે,
કંઇ આત્માના અભિમાનમાં ચકચૂર છે;
નવ લાજીયેં કહેતાં ખરૂં, આવે બડો રાજા ભલે !
"કે એક વ્હાલી માત વિણ ઉન્નત ન શિર કોને નમે."
ગુજરાત—ગૌરવ—ગીતડાં, લાગે અમોને મીઠડાં !
જે રસભર્યાં, સ્નેહભર્યાં, અમ દિવ્ય કવિઓએ કર્યાં.

નર્મદ, કલાપી, બાળ આદિ બાલુડાં;
તારાં, અને આમારાંય ભોળાં ભાંડુડાં;
પ્રગટાવિ પ્રોત્સાહક પ્રભાને દિવ્ય ધામ વિષે જાતા,
તેનાં રચિત યશગાન તારાં માત! અમ લલકારતા.
વ્યાપાર છે અમ ભૂમિ, અમને કહો તો શી કમી ?
રસકસવતી રસબસ અતિ, છે રમ્ય નન્દનવન સમી.
ઉપવન વનો ફલ મધુર ફુલડે લુમઝુમી,
અમ દેશની શોભા વધારે કારમી !
નૂતન વનશ્રી નિરખતાં ઉદ્વેગ સૌ જાતા શમી,
સન્તો મહન્તોનાં મનો અહિંઆ નિરંતર રહે રમી.
અમજન્મભૂના સેવકો, અમને ન દૈવત અન્ય કો;
સેવા મહીં તત્પર રહી, આનંદિએ અમ પૂજકો.
ઉન્નતિ તુજ જોઇ ફિર હરખાય હો,
પણ અવનતિથી હૃદય અમ ચીરાય હો;
ના ના કદી પણ અવનતિનાં સ્વપ્ન સુદ્ધાં આવજો,
માતા ! મહા ઉત્કર્ષની જ્યોતિ સદા પ્રગટાવજો.
અમ અંતરે સદ્‌ભાવ છે, નિજબંધુમાં સમભાવ છે;
નિત એકતાવ્રત પાળતા, સંસારમાં શુભ લ્હાવ છે.
અમ હૃદયમાં પ્રભુતા તણો સંચાર છે,
માનાપમાન તણી ન લવ દરકાર છે;
પગલે પનોતે પૂર્વજોનાં ચાલવામાં સાર છે,
એવું ગણી નિત વિચરીયે—બલિહારિનો એ બ્હાર છે.

જનાર્દન ના. પ્રભાસ્કર.

---

## ૧૫. 'ગુજરાત! તેડે હિંદ રાષ્ટ્રયજ્ઞ મંડપે'

---

ગુજરાત ! તેડે હિંદ રાષ્ટ્રયજ્ઞ ઉત્સવે,
તું સ્વાંગ ધારી સજ્જ થા,–વિલંબ કાં કરે ? ગુજરાત.
અન્ય પ્રાન્ત બંધુઓ તૈયાર થાય છે,
અનુરૂપ ત્હારા સ્થાનને સામગ્રી લઇ જજે. ગુજરાત.
ગુજરાતના મહાત્મ્ય સમું કાંઇક અર્પજે,
જો, અન્યના પ્રમાણમાં પાછો રખે પડે ! ગુજરાત.

એ માતૃસેવા યજ્ઞમાં આચાર્ય તું થજે,
કૈં દાખવી પ્રભાવ ઉચ્ચ પદ દીપાવજે; ગુજરાત.
તું રાષ્ટ્રજીવનની પતાકા ધારી ઘૂમજે,
જયઘોષ હિન્દ માતાનો જગે ગજાવજે. ગુજરાત.

ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

## ૧૬. ખાકે હિંદ.

---

રચનાર.

**પંડિત શ્રીનારાયણ ચકબસ્ત,**

બી. એ., એલ. એલ. બી.

---

૧

અય ખાકે-હિંદ તેરી અજમત મે ક્યા, ગુમાં હૈ।
દરિયાએ ફૈજ કુદરત તેરે લિયે રવાં હૈ,
તેરે જબીંસે નૂરે હુસ્ને અજલ અયાં હૈ,
અલ્લાઃ રે જેબો જીનત ક્યા ઓજે ઇજ્જો શાં હૈ,
હર સુબહ હૈ યહ ખિદમત ખુરશીદ પુર જયાકી,
કિરનોસે ગૂંધતા હૈ ચોટી હિમાલયાકી.

૨

ઇસ ખાકે દિલ નશીંસે ચશ્મે હુયે વહ જારી,
ચીનો અરબમેં હોતીથી જીન્સે આબશારી,
સારે જહાંમે જબ થા વહશતકા અબ્ર તારી,
ચશ્મો ચરાગ આલમકી સરજમી હમારી,
શમઃઓ અદબ નથી જબ યૂનાંકી અંજુમનમેં,
તાબાં થા મહર બીનશ ઇસ વાદિયે કુહનમેં.

૩

ગૌતમને આબરુ દી ઇસ માબદે કુહનકો,
સરમદને ઇસ જમી પર સદકે કિયા વતનકો,
અકબરને જામે-ઉલ્ફત બખશા ઇસ અંજુમનકો,

સીંચા લહૂસે અપને શહીદોંને ઇસ ચમનકો;
 સબ સૂર બીર અપને ઇસ ખાકમેં નેહાં હૈ,
 ટૂટે હુએ ખંડર હૈ યા ઉન્કી હડ્ડિયાં હૈ.

૪

દીવારો દરસે અબતક ઉનકા અસર અયાં હૈ,
અપની રગોંમેં અબતક ઉનકા લહુ રવાં હૈ,
અબતક અસરમેં ડુબી નાકૂસકી ફોગાં હૈ,
ફિરદૌસ ગોશ અબતક કૈફિયત અઝાં હૈ,
 કશ્મીર સે અયાં હૈ જન્નતકા રંગ અબતક,
 શૌકતસે બહ રહા હૈ દરિયાએ ગંગ અબતક.

૫

અગલી સી તાજગી હૈ ફૂલોમેં ઔર ફલોમેં,
કરતે હય વજદ અબતક તાઉસ જંગલોમેં,
અબતક વહી કડક હૈ બિજલીકે બાદલોમેં,
પસ્તીસી આ ગઇ હૈ પર દિલકે વલવલોમેં,
 ગુલ શમઅ: અંજુમન હૈ ગો અંજુમન વહી હૈ,
 હુબ્બે વતન નહિં હૈ, ખાકે વતન વહી હૈ.

૬

બરસોંસે હો રહા હૈ બરહમ સમા હમારા,
દુનિયા સે મિટ રહા હૈ નામો નિશાં હમારા,
કુછ કમ નહીં અજલસે ખાબે-ગેરાં હમારા,
એક લાશ બેકફન હૈ હિન્દોસ્તાં હમારા,
 ઇલ્મકે ભરે ખજાને બરબાદ હો રહે હૈ,
 જિલ્લત નસીબ વારીસ ગફલતમેં સો રહે હૈ.

૭

અય સૂર હુબ્બે કૌમી ઇસ ખ્વાબસે જગા દે,
ભૂલા હુઆ ફિસાના કાનોકો ફિર સુના દે,
મુરદ: તબિઅતોંકી અફસુર્દગી મિટા દે,
ઉઠતે હુએ શરારે ઇસ રાખસે દિખા દે:
 હુબ્બે વતન સમાયે આંખોમેં નૂર હો કર;
 સરમેં ખુમાર હો કર, દિલમેં સરૂર હો કર.

૮

શૈદાયે બોસ્તાંકો સરવો સમન મુબારક,

રંગીન તબિયતોંકા રંગે સુખન મુબારક,
બુલબુલકો ગુલ મુબારક, ગુલકો ચમન મુબારક,
હમ બેકસોંકો અપના પ્યારા વતન મુબારક,
ગુંચે હમારે દિલકે ઇસ બાગમે ખિલેંગે,
ઇસ ખાકસે ઉઠે હૈ ઇસ ખાકમેં મિલેંગે.

૯

હય જૂયે શીર હમકો નૂરે સહર વતનકા,
આંખોંકી રોશની હૈ જિલવા ઇસ અંજુમનકા,
હૈ રશ્કે મેહર જર્રઃ ઇસ મંજિલે કુહનકા,
તુલતા હૈ બર્ગ ગુલસે કાંટા ભી ઇસ ચમનકા;
ગર્દો ગુબાર યાંકા ખિલઅત હૈ અપને તનકો–
મર કર ભી ચાહતે હૈ ખાકે વતન કફનકો.

[ આ કાવ્ય ૧૯૧૯ ની કોંગ્રેસમાં ઓન. પંડિત મદન મોહન માલવિયાએ રૂ. ૫૦૦ ની કિમ્મતે ખરીદી લીધું હતું. ]

## ૧૭. ભારતની પૂર્વ દશાનું ચિત્ર.

### દોહરા.

આજ ભૂમિમાં થાય છે, હીરા હેમ કપાસ;
હિમગિરિનું અહિં ગંગજી, ગીત કાવ્ય સુવિકાસ. ૧
જાબાલી, જૈમિનિ, ગરગ, પાતંજલિ શુકદેવ;
એકવાર ખોળે રમ્યા, મારે સહુ નૃપદેવ. ૨
એકવાર આ હિન્દમાં, હતા કૃષ્ણ ને રામ;
જેઓના શુભ નામથી, ભારત વદન લલામ. ૩
દુર્વાસાને કપિલ સૂત, સહુ ભારતના વાસિ;
મનૂ ભૃગૂ જેવા અને, શાક્યસિંહ સંન્યાસિ. ૪
કોટિ કોટિ મુનિ પુણ્ય તનુ, કોટિ કોટિ બળવાન;
કોટિ કોટિ બુધ મધુર કવિ, ભારતનાં સંતાન. ૫
તેજ ભારતની દુર્દશા, આજ સુધર્યા જોગ;
ત્રીસ કોટી સુતમાં કરે, વીશ જણા ઉદ્યોગ. ૬

સ્વ. અમૃત કે. નાયક, ભારત દુર્દશા નાટક.

## ૧૮. હિંદુ દેશ.

ફરી જોબનિયૂં આપે, હરિ તું ફરી જોબનિયૂં આપે.
હિંદુ દેશને થાપે, હરિ તૂં નીજ કરીને થાપે. ટેક.
ભર જોબનમાં બન્યો વૃદ્ધ તે, ત્હારે યોગ્ય સરાપે. હરિ.
તન મન ધન તે ગુમાવિ બેઠો, મદ આળસને પાપે. હરિ.
વિહલે મ્હોડે તે રઝળે ટટળે, રીબાયે ત્રણ તાપે. હરિ.
ભણ્યો શૂર તે આજ જણાયે, વ્હેમી કાયર છાપે. હરિ.
પુત્ર પુત્રિ યશ અલાપ કરતો, તે રોએછ વિલાપે. હરિ.
શિક્ષા ઘટતી થઇને લાગી, તૂં વણ કો દુખ કાપે હરિ.
પસ્તાતા ડાહ્યાપર કરવી, કૃપા હવે માબાપે. હરિ.
ડૂબ્યું નામ તે ઝટ તરિ આવે, કીર્તિ જગેફરિ વ્યાપે. હરિ.
હિંદુ દેશ માનીતો ત્હારો, પ્રથમ થકીજ અમાપે. હરિ.
ભણિ ગણિ શૂર થઇ તે લે જસ, નર્મદ બ્રહ્મ પ્રતાપે. હરિ.

**સ્વ. કવિ નર્મદાશંકર.**

## ૧૯. અમારો દેશ.

અમે ભરત ભૂમિના પુત્રો !
અમ માત પુરાણ પવિત્ર,
રે જેના સુંદર સુત્રો
ઝલકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી
કરશું હોકાર હમેશ:
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ ! ૧

અંધાર વિષે અથડાતો,
કે પ્રસરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં
કે કરતાં હાસ્ય વિલાસ;
પળપળ અમ ઉરનિધિ એશી
હા ઉછળે ઉર્મિ અશેષ !
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ ! ૨

ક્યાં હશે હિમાલય જેવો ?
  ક્યાં પુણ્ય પવિત્ર જ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા
  સહુ દેશ તણા બહુ રંગ !
ક્યાં મુનિ ઇશ્વરજન બેશી
  કરતાં પ્રભુ પંથ ઉજેશ ?—
અમે દેશી, દેશી, દેશી !
  ઓ દિવ્ય અમારો દેશ ! ૩

ક્યાં રામ યુધિષ્ઠિર ઝુમ્યા ?
  ક્યાં ગજર્યા અર્જુન ભીમ ?
ક્યાં રજપુતવીર ઝઝુમ્યા
  બલ દાખવવા અસીમ !
રે ભૂલીયે તે રીતે શી,
  અમ અંતરથી લવલેશ ?—
અમે દેશી, દેશી, દેશી !
  ઓ દિવ્ય અમારો દેશ ! ૪

નથી રે જીવવું પર આશે;
  છે પારકી આશ નિરાશ;
નથી કર ધરવો કો પાસે;
  સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી,
  અહીં દે અમને ઉપદેશઃ—
અમે દેશી, દેશી, દેશી !
  ઓ દિવ્ય અમારો દેશ !

ધમ ધમ ધરણી, ધ્રુજવીશું,
  અમ દેશ તણાં કરી ગાન;
જય જય જય નાદ કરીશું;
  દઇશું મોંઘા અમ પ્રાણ !—
એ ભક્તિ વશી ઉર, તેશી
  દેજો શક્તિ પરમેશ !
અમે દેશી, દેશી, દેશી !
  ઓ દિવ્ય ! અમારો દેશ ! ૬

**અરદેશર ફ. ખબરદાર.**

---

## ૨૦. અમારી ભૂમિનું અભિમાન.

(રાગ બિભાસ તાલ દીપચંદી)

એ ભૂમિ અમારી, મૈયા અમારી,
કોણ અવર કહેશે નિજની ?
ન દેઉં ઉચરવા...........ટેક.

એ સ્વદેશ માટે, કો રણ-યજ્ઞે
પ્રાણ-આહુતિ દઉં સજની;
ન ચાહું ઉગરવા...........એ ભૂમિ૦

પરાધીન થઇ ટપલા સ્હેવા
ટાલ પડે શિર શરમ ભરી !
ભલું એથી મરવું !...........એ ભૂમિ૦

ગુલામ કાફર કાયર પદવી
હિન્દુ કાળા નામે કરી
ભલું એથી મરવું !...........એ ભૂમિ૦

શકે ન કાંઇ કરી એ બાળક
મરદ મૂછ મુખ હજુ ન ખીલી ? !
હાયે શાં મે'ણાં...........એ ભૂમિ૦

વણછામાં ઉછર્યો તે ફાલે
ફળે બળેથી ઉકળી ?
હાયે શાં કહેણાં...........એ ભૂમિ૦

નથી રાંકડા, નથી બાયલા,
નથી રે'વા નિત્ય દાસ સરજ્યા
કયમ ગાજી ન કહીયે ?......એ ભૂમિ૦

છઉં સ્વધર્મ રંગી, સ્વકર્મ સંગી
સ્વદેશ જંગી પ્રેમે ભિંજ્યા !
હરિ એકજ હ્યએ........એ ભૂમિ૦

**સ્વ. હ. હ. ધ્રુવ.**

## ૨૧. હમારી હિંદ માતા તું.

(ગઝલ.)

પરમ સુખની વિધાતા તું, અચળ યશપ્રાપ્ત માતા તું;
હૃદયને ધર્મદાતા તું, હમારી "હિન્દ માતા તું." ૧

ચરણુ પૂજી તુંને ભજતાં, જગતનાં દુઃખ ભય તજતાં;
સદા ભક્તિ ઉરે સજતાં, જપું મુખ "હિન્દ માતા તું." ૨
મણિમુક્તા સુરત્નોથી, રસેલી ધ્યાયત્નોથી;
પૂજાયેલી પ્રયત્નોથી, હમારી "હિન્દ માતા તું." ૩
બિચારા બાળ બહુ ત્હારા, સહેતા કષ્ટઅસિધારા;
છતાં ત્હારાજ રહેનારા, ગણીને "હિન્દ માતા તું." ૪
નહિં પરના થનારા એ, અધર્મના જનારા એ;
રહી નિજ દેશ–ધારાએ, ઉચરશે "હિન્દ માતા તું." ૫
ઋષિ મુનિ દેવ ગાંધર્વો, ઉજવશે ઉન્નતિપર્વો;
વહી મહિમા મુખે ગરવો, કહીને "હિન્દ માતા તું" ૬
શિશુ નરનારી જય કહેતાં, સહર્ષે આશિશો દેતાં;
વધાવી વારણાં લેતાં; સ્મરતાં "હિન્દ માતા તું." ૭
ગુણી ગુરૂ વિપ્ર કે જ્ઞાની, ખરા જે દેશ અભિમાની;
ગણી આ જીંદગી ફાની, ભજે છે "હિન્દ માતા તું. ૮
શુણી તુજ નામના બોલો, ઉછળતી હર્ષની છોળો;
હૃદયપટ આ થતો પહોળો, કહેતાં "હિન્દ માતા તું." ૯
ગવાતાં મા ! તમારાં ગીત, હૃદયમાં જે વહે છે પ્રીત;
કહું તે શબ્દમાં શી રીત ? "વર્ણું હિન્દ માતા તું." ૧૦

અજ્ઞાત.

---

## ૨૨. 'હિન્દી અમે તો.'

પ્રભુજીનાં પ્રજાજન હિન્દ વસિયે હો ! અમે તો !
હળી મળીનેજ ઘૂમિયે સ્વસ્થ સઉ હિન્દી અમે તો !
ઉંચે ઇન્દુ પ્રકાશે તેમ હિન્દુસ્થાન ચળકે;
ચમત્કારે જગત ચમકાવિયે હિન્દી અમે તો !
અમારે અંશ રાજે રાજયોગીરાજ એ હો !
ધુરંધર ધર્મના સામ્રાજ્યના હિન્દી અમે તો !
સદાવ્રત ન્યાય તેમજ નેહનાં ધરિયે સુભાવે !
પિતા પ્રભુના સ્વદેશે દેશપૂત હિન્દી અમે તો !
અમારો હિન્દ તો દેશેન્દ્ર સમ સોહે સદાનો;
સુહવિયે જગત જયશૃંગારથી હિન્દી અમે તો !

રા. લાલત.

---

# ૨૩. હમારાં જીવનસાધ્ય.

હમારા જીવનનાં પ્રિય સાધ્ય સનાતન હિન્દમાં રે
હમારા હિન્દમાં રે......હમારા જીવન૦
પૂર્વ અને શુભ નવીન સંસ્કૃતિ
જીવનપોષક ઉભય સંગ્રહી
સંયોગ—જીવનમાં ધોળી કરવી સુ-ઉદ્ધારણા રે
હમારા હિન્દમાં રે...હમારા જીવનનાં૦
સમાજ-ને-વ્યક્તિગત સેવા
ધર્મ્ય જીવન સંન્યાસ સાધના
દેશબન્ધુની સેવા હિન્દે એ જ પ્રભુ ઉપાસના રે
હમારા હિન્દમાં રે...હમારા જીવનનાં૦
સર્વ અર્પણે માતૃમોચના
એ જ હિન્દીની જીવનસાધના
હોય હિન્દુ મુસલ્મીન પારસી જાતના રે...
હમારા હિન્દમાં રે...હમારા જીવનનાં૦
સ્વમાન-સ્વાશ્રય-સ્વતંત્રતાની
વિશ્વબન્ધુતા—સમાનતાની
વીરગર્જના કરી હિન્દમાં હિન્દી જીવન જમાવવા રે
હમારા હિન્દમાં રે...હમારા જીવનનાં૦
હિન્દ ભૂમિ છે હિન્દી અર્થે
રાજસભા હિન્દીની થાયે
સંઘનિયત શાસન સંક્રાન્તિ એ જ સત્ય છે સાધના રે
હમારા હિન્દમાં રે...હમારા જીવનનાં૦
પ્રવૃત્તિમય નિવૃત્તિ એ
આત્મ-બ્રહ્મ સાયુજ્ય સિદ્ધિ એ
આધ્યાત્મિક-પર્યેષક-જીવન એ જ હિન્દીની
સાધના રે...હમારા હિન્દમાં રે૦
હમારા જીવનનાં પ્રિય સાધ્ય સનાતન હિન્દમાં રે.

રા. કનુભાઇ અચાભાઈ દેસાઇ.

## ૨૪. અમે કોણ.

( બિહાગની ધુનમાં )

જનેતા જન્મભૂમિને પિતા પ્રભુ અમારે;
મીઠાં માબાપની સેવા સહોદરને અમારે.
મમતાં ભર્યાં મૈયા પિતા પ્રેર્યા રસાયન રેલીયે ?
ચલલી ચમક કંઇ ઓર ઉજવલ આત્મબળ બહલાવીયે !
જનેતાનાં દુધડીયાંથી થવું ' દુધમલ્લ ' અમારે
પિતાને છત્ર પ્રકટે આત્મ ઘુમટ કંઇ અમારે
સંસાર સુંદર સારમથમાં ડોલીએ ડોલાવીયે ?
ઉલ્લાસમાં રમતાં અજબ રંગી જગત અજવાળીયે ?

" લલિત "

## ૨૫. અમ્હે ભરત ભૂમિના બાળ.

અમ્હે તો ભરત ભૂમિના બાળ,
અમોને કેવલ એપર વ્હાલ;
નિરંતર કેવલ એપર વ્હાલ.
સ્વર્ગ સમી પરભૂમિ સુંદર ભલે રસમાં રમનાર,
અમ અન્તરમાં એને તેજે પળ ભર નહિં ચમકાર;
અમ્હે તો ભારત ભૂમિના બાળ—
રંક ભલે રહી માત અમ્હારી તદપિ તે અમ પ્રાણ,
હૈયા ગેલ સલુણા દેતી શીખવે ઉન્નત ગાન;
અમ્હે તો ભરત ભૂમિના બાળ.—
અવર ભૂમિની ભૂરકીમાં નહીં ભરત અમ્હે ભૂલનાર,
પરમાતાના લાડ લૂખેરા તે શું દુખ દળનાર !
અમ્હે તો ભરત ભૂમિના બાળ;—
અનેર વ્રત કંઇ અમે ઉજવીશું ઝમતા સુર ઝમકાર;
ઉપાસમી બસ ભરત હસાવી જગવીશું જયકાર,
અમ્હે તો ભરત ભૂમિના બાળ—

( વસન્ત વિનોદી. )

## ૨૬. 'ભરતભૂમિનાં બાલ'.

અમે તો ભરતભૂમિનાં બાલ !
અમારી જન્મ ભૂમિ આ આલ:
અમે તો જન્મભૂમિનાં બાલ !
જન્મભૂમિ અમ માત ખરી
વળી પ્રભુ અમારા તાત;
નમીયે શતશઃ સહુએ ફરી
ફરી પૂજ્ય અમારા પાલ !
અમે તો ભરતભૂમિનાં બાલ !
માત તણે મોંઘે ખોળે
મોંઘી રહોડે કરી ગેલ;
તાત સદા આંગળીએ ચલવી
દાખવતા જગ—ખેલ:
અમે તો ભરતભૂમિનાં બાલ !
જનનિ—ભૂમિ—જયકાર ગજવીએ
બનીએ ઉજ્જવલ સન્ત;
ઝુમીએ ધરીને બ્રહ્મચર્યની
ધ્વજ તેજસ્વી અનન્ત:
અમે તો ભરતભૂમિનાં બાલ !
માત તણી ઇચ્છાએ કરશું
જગ ઝગઝગતું ખુબ;
પ્રભુ—આમંત્રણથી ઝળકાવશું
પ્રભુ-દરબાર વિશાલ:
અમે તો ભરતભૂમિનાં બાલ !
અમારી જન્મભૂમિ આ આલ !
અમે તો ભરતભૂમિનાં બાલ !

'ભરત.'

## ૨૭. સ્વદેશ સેવામૃત.

બંધુ ! જ્યાં દેશભક્તિ રસ ઝરે—
દિવ્યતા જનની ત્યાં ઝળહળે. ટેક.
સ્વદેશ સેવાર્થે જન આત્મા,
અંતરથી ઉછળે;
પ્રિતી દેશની પ્રદિપ્ત કરવા,
પ્રભુતા સહુ આચરે. બંધુ ! જ્યાં.
× × × × ×
જે ભૂમિએ જન્મ દીધો તે
જનની હીત આચરે:
વીર બાળ માતૃ પય પીતાં,
સંકટ સહુને હણે. બંધુ ! જ્યાં.
સ્વદેશ બંધુનું દુ:ખ દેખી,
દીલમાં દુ:ખ જે ધરે;
તન:મન ધન અર્પણ કરી દેતાં,
દીલ આરામે ઠરે. બંધુ ! જ્યાં.
સ્વદેશ પ્રેમામૃત રસ પ્યાલો,
પીતાં દિવ્યતા ધરે;
ઉત્તમ ઉચ્ચ ગામીએ આત્મા,
પ્રભુ પદ માંહી વિરામે. બંધુ ! જ્યાં.
—રા. " સ્વદેશ વત્સલ. "

## ૨૮. જનની સેવા.

( કામણ દીસે છે અલબેલા ત્હારી આંખમાં રે, એ રાગ.)
જનની સેવનનો મધુમધુરો અવસર ક્યાં મળે રે,
અવસર ક્યાં મળે રે, જગજીવ્યું ફળેરે.—જનની.
નવનિધ લાડે નિશદિન ઝુલવે,
ઉરહીર પાતી હૈયે હુલવે,
અલ્પ સાટું પણ અમિત ભારનું ક્યાં વળે રે.—જનની.
પ્રભુપુર ગૌરવ વદને મલકે,
મંજુલ મોહક અંતર ઝલકે,
નવ નવ સાજે શીખ દે સાને પળે પળે રે.—જનની.

ઉત્તમ શોષિત જનની કાજે,
રેલાયે શું વધુ કુંવારો,
**કિસ્મત કયાંથી ભારતી હીત કાયા ઢળે રે.-જનની.**
વસન્ત વિનોદી.

## ૨૯. અમારી ફકીરી.

( ગઝલ. )

અમે લીધી ફકીરી આ, અમારી ભૂમિને કાજે;
જગાવી ઇશ્કની ધુણી, અમારી હિંદને કાજે.
બુતો પૂજા દીધી છોડી, કિતાબો રાખમાં રોળી;
અમે સહુ હિંદને માટે, લીધી વરવી હવે ઝોળી.
ફિરસ્તા મુર્શિદોના સહુ, વચનને દૂર તો કીધા;
અમૃત સમ સુખ ત્યાગીને, કડુ સમ ઝેરને પીધાં.
કિતાબો વેદ પુરાણો, દીધાં પાણી મહીં સરવા;
ખુદાની ન્યાતમાં અમને, અમોને હિંદની પરવા.
અમોને સહુ નસેનસમાં, બુરો નિશા બધે વ્યાપ્યો;
તમે તેને દફા કરવા, હકીમો શીદને આવો.
તમોને છે પડી ટેવો, મજેદારી ઉડાવાની;
અમારી એ બુરી આદત, વફાદારી ઉઠાવાની.
અમો મસ્તાનના મસ્તાનની એ ઓર મસ્તી છે;
અમારી આ અમારી, હિંદને કાજેજ હરતી છે.
બુલબુલ.

## ૩૦. સ્વદેશ ભક્તિ.

સ્વદેશની ભક્તિ રે, કે કોઈ વિરલા જાણે,
સ્વતંત્રતાના રસની રે,
લ્હેજત કોઇ પરમાણે..........ટેક.
* * * *
ત્રણે પદાર્થ છે દેશ ભક્તિમાં,
ધર્મ અર્થ વળી કામ;
સ્વદેશ ભક્તને દેશની પ્રીતિ.—
મોક્ષ એ, સુખ કેરૂં ધામ;

કે રૂચે નહિં બીજું રે,
    મસ્ત એ દેશ અભિમાને......સ્વદેશની૦
માટે સ્વદેશીઓ બંધુમાં'શ,
    ધરી અંતર આ ઉપદેશ,
ભરતભૂમિ પામી ઉદય દિનોદિન,
    ઉજળી રહે હંમેશ,
કે એમ કરો ઉદ્યમરે,
    ચુકો ન ચોટ નિશાને........સ્વદેશની૦

સ્વ. હ. હ. ધ્રુવ.

## ૩૧. ભારત અમ્હારો દેશ છે.

ભારત અમ્હારો દેશ છે, હિત એનું નિશ્ચય ચાહીશું,
એના હિતને કારણ, અમ્હે કંઇ ને કંઇ કરી જાઇશું.
ભારત અમ્હારી માતૃભૂમિ, એનું ઋણ અમ પર છે બહુ,
એ સૌ ફીટાવવાને માટે, અમ્હે કંઇ ને કંઇ કરી જાઇશું.
ભારતની દુઃખપ્રદ અવનતિ પર કાં ન અશ્રુ વહાવીએ?
એ સૌ હટાવવાને માટે, અમ્હે કંઇને કંઇ કરી જાઇશું.
ધર્મ વિદ્યા અને ધનથી ઉન્નતી ભારતની થશે,
એ ઉન્નતિના માર્ગમાં અમ્હે કંઇ ને કંઇ કરી જાઇશું.

રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.
બી. એ. એલ. એલ. બી.

## ૩૨. ભારત સૈનિકનું ગીત.

સુતા'તા બાણ શયામાં પિતામહ ધર્મને કાજે;
સહીશું ને વહીશું તહુ અમે અમ દેશને કાજે;
જીરવશું ઝહેરના પ્યાલા ગણી સાકર સમા મીઠા;
ખમીશું, ઝૂઝશું, જીતશું—પડીને મૃત્યુના મુખમાં.
અમોને દેશની સેવા એ એકજ એક સુખ છે, હા,
ખરેખર દેશની સેવા છે દુર્લભ દેવને પણ હા.
ઉઠો, જાગો, બોલાવે મા, નગારાં યુદ્ધનાં લાગે;
ગાજે તોપ દુશ્મનની, કસોટી વીર! છે આજે

ભભુક્તા તોપના ગોળાની પ્હેરીશું અમે માળા;
અમે શાસ્ત્રોના સાગરને અને અગ્નિ તણી જ્વાળા
ઝીલીશું ને જરવશું, હા, અમારા દેહને કવચે;
અડગ અમ હાથને હૈયાં અમારાં દેશની ફરજે.
અમર અમ દેહને આત્મા, અમર અમ ધર્મને કીર્તી;
અમર અમ માત ભારત ને અમર અમ દેશની પ્રીતિ.

રા. મૂળજીભાઇ દુર્લભજી વૈદ્ય.

## ૩૩ પ્રજાની ઉન્નતિને માટે વેઠેલી કેદો કેવી લાગે છે ?*

ડીવાલ પથ્થરની ભલે,
નહીં કેદખાનું થઇ શકે !
સળિયા ભલે લોઢાતણા,
પિંજર કદી નહીં લાગશે !
મનજો હશે નિર્દોષ મ્હારૂં,
શાન્ત ચિત્તે ધારશે—
એ પિંજરૂ એ કેદખાનુ,
તીર્થ જેવું માનશે.
જો પ્રેમ અંતરમાં હશે,
સ્વાતંત્ર્યમાં દીલ ઝૂકશે;
રે અંતરીક્ષે દેવ જેવું,
હૃદય છૂટું થઇ જશે.

૧૬—૮—૧૭ } ( ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ )

## ૩૪. ભરત—વીર—જાગૃતિ.

લાવણી.

નહિ બ્રાહ્મણ, નહિ ક્ષત્રિય, વૈશ્ય ન શૂદ્ર, આર્ય આપણ તો.
“ स्वर्गादपि गरीयसी ” જનની, ભરતભૂમિ બાળક હો !
વીરા જાગિ ઉઠો !
અરૂણ ઉદય અજવાળે,

* Stone walls do not make a prison nor iron lears a cage—વગેરેનું ભાષાન્તર.

વીરા ગાજિ ઉઠો !
ભાનુ પ્રેમ—શૌર્ય પ્રજવાળો ! વીરા૦ નહિ૦—ધ્રુવપદ

અતિ જૂનું અતિ ઉંચું ઉદાક શું નામ વડિલે ધરાવ્યું !
આપણથી જૂદા દસ્યૂ—ચોર શું બિરૂદ ડરાવ્યું ?
નહિ નહિ જાતે જુદા,
માત્ર કર્મ ગુણ કાળા !
નહિ નહિ મૂળે જુદા,—
માત્ર પશુ—વૃત્તિ વાળા ! નહિ નહિ. નહિ.

યાતુધાન, અસુરો, દૈત્યો, એ દાનવ, રાક્ષસ કુળએ.
યવન, મ્લેચ્છ, મૃદગલો, તુરૂષ્કો, ભૂત, પિશાચ વિપુલએ,
સઘળા એના એ !
હૃદયથી આત્મથી હીણા.
દળવા એના એ !
છળવા પૂર્ણ પ્રપંચે ભીના સઘળા. નહિ.

ઉચ્ચ નીતિથી, ઉચ્ચ રીતિથી, શુદ્ધ હૃદય, આત્માથી
પ્રકાશતા પરિપૂર્ણ સુધાંશુ, શું તમથી ગ્રસાઓ ? કયાંથી ?
દીવો દીપી રહો !!
કળાથી કાં કુમળાઓ ?
દેવો દિદીપી રહો !!
બળેથી કાં ગુંગળાઓ ? દેવો. નહિ.

ધરતી કંપિ ઉઠી, તુટિ ભેખડ, ગુફા ફાટિ કચરાયાં,
સિંહ ને સિંહણ તમ માવિતર, પડયાં શરે વિંધાયા !
બાળકો કયાં રખડયાં,
દવ બળતો સઘળે !
તથાપિ એ સિંહ ખરાં !
તમે તે શું કકળો ! બાળકો. નહિ.

દૈવ ભલે પ્રતિકૂળ, ભલે છે બળ સામર્થ્ય ઘટેલાં !
અવર સહાય ન સુલભ હવે છે ! કેસરી કદી લટકાં ! ?
ના, ના, આપણુમે !
મદદ બીજા શું કરે ?
ના, ના, જુદ્ધ ઝુમે ?
પગલુ એ પાછું ભરે ? નાના. નહિ.

ભલે શિયાળો શ્વાસ બધેથી હાડ છેડ પામીને,—
કષ્ટે પુરો કરે જન્મારો, કાક કત્વળ પામીને,—
વાસી, ગંદાથી ખુશી !
એવું ક્યમ તમથી થાવું ?
હાંહિ, નિંદાથી દુઃખી,
રડવું, રિબવું કાં આવું ! ? વાસી. નહિ.
બાહુમાં બળ સ્ફુરી રહ્યું છે, મસ્તક તેજ ભભૂકી !
ભલે અગ્નિ ઢંકાયો રાખે, સમય ન જશેય ચૂકી !
પવન પ્રબળો ફૂંકે છે !
આવરણ ખસી ગયું—
પવન પ્રસર્યો ચુકેએ.
ધૂમ ધુંધવાઇ રહ્યું ! પવન. નહિ.
ઘેરાયા ચોપાસ બંધાયા, શત્રુ થકી વિંટાયા !
બાહ્ય તથા અંતરથી રૂંધાયા, ભલે બધે લપેટાયા !
ત્યારે તો બમણુા ખિલો !
સમરમા ઝાઝા ઝુઝો,
ત્યારે તો તેમાં ઝિલો !
જખમ કરી લેઇ ઝુઝો ! ! ત્યારે તો૦ નહિ૦
વકારવા બીજાને પડશે વખાણવા એ અવરને-
શ્રદ્ધાવિયે શું તમને બળિયા કેસરિયા નરવરને ! ?
ચાલો ચાલો હવે ! !
દબી કાં રહેવું નકામુ ! ?
છલંગે ઉછળો હવે
લાગ ક્યાં સુધી તકાવું ! ? ચાલો૦ નહિ૦
તમે તથાપિ ન નિજ કર્તવ્યે કુદી પડશો અ—માગ્યે !
જળ મુકયું હરિ ધર્મ જગતથી ઉડી ગયો વૈરાગ્યે !
આર્યપણું અસ્ત થયું !
હૃદય જખમી રડશે !
આર્યપણું નષ્ટ થયું.
રૂધિર અશ્રુ પડશે ! આર્ય નહિ૦

**સ્વ. હ. હ. ધ્રુવ.**

---

## ૩૫. પ્રકાશનાં પગલાં.

( પ્રભા છંદ )*

૧.

પ્રભુની મોંઘી, ઓ માતા !
ઓ સુન્દરતાની કુંજ !
તુજ નિર્મળ તે સુખશાતા
વહશે ક્યારે નવગુંજ ?
તુજ દૈવી પુણ્યપુરાણુ પ્રભાનો કરવો પુનરુદ્ધાર,—
ઓ ભારતમાત ! વિચાર !

૨.

તુજ પ્રજા બધી આ ઉભી
વરવા નવરંગ પ્રભાત;
સહુ મોહ ગયા તમ ડૂબી,
ને વીતી ગઇ છે રાત;
આવે પગલાં શુભ નવજીવનનાં, ઊઠ, જગતને કાજ—
ઓ ભારત માત ! ગાજ

૩.

દોરવ અમને સદ્ધર્મે,
દોરવ અમને સત્પંથ;
નિર્ભયતા ભર અમ કર્મે
ને શૌર્ય અખંડ અનંત :
સાતે આકાશ પડે શિરપર પણુ હઠિયે ના તસુપૂર—
ઓ ભારત ! બન બહાદૂર !

૪.

અરધી દુનિયા રહે તાકી
તુજને કરવા સ્વાધીન,
ખખડાવે શસ્ત્ર તુમાખી
સમજી અમને બળહીન :
પણુ અર્ધ જગત શું બાથ ભરી તુજ કાને મરશું વીર—
ઓ ભારત ! ધરજે ધીર !

* આ છંદ નવો રચ્યો છે.

૫.

જુગજુગની વીર્યસમૃદ્ધિ,
જુગજુગનું તેજસ સત્ત્વ;
તુજ ઉંડી આત્મન્‌સિદ્ધિ
જે પામી જગનું તત્ત્વ;
તે કરી સચેતન ફરી જગવશે જય ધુન તુજ સંતાન,—
ઓ ભારત! થા બળવાન!

૬.

જગ ભલે અસત્યે જીતે,
જગ ભલે અધર્મે તણાય;—
તુજ અંતરતેજ સુરીતે
તું જાળવ એ તમમાંય;
છે તોલાવું દેવાંગણમાં દાનવ-માનવને યુદ્ધ—
ઓ ભારત! રહેજે શુદ્ધ!

૭.

તુજ ઉન્નત તીર્થદ્વારે
જગને કરવી મહેમાન;
રેલવવાં નવ-અવતારે
જુગજૂનાં ઉરનાં ગાનઃ
સાગર સાગરની લહરીઓ શું ઉર ઉર ઉછળે આશ,-
ઓ ભારતમાત! પ્રકાશ!

૮.

ઓ માત અમે સહુ ત્હારા,
તુજ કીર્ત્તિ અમારૂં સર્વ;
રજની ભરતા જ્યમ ત્હારા.
રાખે રજનીનો ગર્વ;
દે હાક! અને ખુણેખુણેથી ધસશું હારોહાર—
ઓ ભારતમાત! પુકાર!

—અ. ફ. ખબરદાર.

## ૩૬. તમારા દેશને માટે.

( ગઝલ )

"કશું ના થઇ શકે અમથી" અરે ઓ એમ વદનારા!
જરા તો લાગણી રાખો ! તમારા દેશને માટે.
ન ભીરૂતા બતાવી દ્યો, થયા કાં સુસ્ત ને એદી !
જરા તો આંખ ઉઘાડો, તમારા દેશને માટે.
પડયા જે કારમા ઘા, તે મુંગે મોંઢે સહન કરતાં;
બહુ ઉંઘ્યા, હવે જાગો તમારા દેશને માટે.
ભલે હો પારસી, હિન્દુ અગર હોજો મુસલ્મીનો;
ધરો સમ ભાવના હૈડે, તમારા દેશને માટે.
કરો જે કંઇ બને તે, તે, વિસારી દ્વેષ ને ઇર્ષ્યા;
તજી દ્યો દંભ મગરૂરી, તમારા દેશને માટે.
ધરો ના ભાવના કો દિ, તવંગર યા ગરીબીની;
સમર્પો તન, મન, ધનને સદાનાં દેશને માટે.
ગણો ના તાપ ને ઠંડી, ઋતુ વર્ષા નહિ જાણો;
શીખી લ્યો પાઠ સ્વાર્પણનો તમારા દેશને માટે.
ભૂમિ ને આસમાનોને ધ્રૂજાવી હાકથી દેતા;
ગયા એ વીર નર તે તો, તમારા દેશને માટે.
સુખો ને દેહના ભોગે કરીને દેશની સેવા;
ગયા જે જે બધા હીરા, સદાના દેશને માટે.
તમારી જાતને માટે, તમારા ભ્રાતને માટે;
સદા સર્વસ્વ આપી દ્યો, તમારા દેશને માટે.

અરૂણ.

## ૩૭. નિદ્રાત્યાગ સૂચન.

( મંદાક્રાન્તા )

નિદ્રા ત્યાગી, ઝટપટ ઉઠો, ભારતીમાતપુત્રો !
વીરો ! વાંચો, પ્રમુદિત મને, પૂર્વજોનાંજ સૂત્રો;
ભૂલો છો શું ? જરૂર સમજો, દુ:ખની રાત દીસે,
ખાવા માટે, અધર કરડી, ક્રૂર દંતોજ પીસે. ૧

રિદ્ધિ સિદ્ધિ ગળીજ ગઇ એ, શેષ રાખી તમોને,
વિસ્તારીને, નિજનું સઘળે, શ્યામ રંગી તમોને;
સૂતા તોયે, સહુજ નિજનાં, અંગનું ભાન ભૂલી,
સૂતાં સૂતાં, યુગ કંઇ વહ્યા, તોય ના નિંદ ઉડી. ૨
સંભારીને, પ્રથમતણું જે આત્મનું વીર્ય સર્વ,
ધારી હૈડે નિજ ભૂમિતણી કીર્તિનો કાંઇ ગર્વ;
જેથી જાયે જનમભૂમિનું દુઃખદારિદ્રય ભારી,
બાધે દેશે, બહુ સુખી થશે, સર્વ પુરૂષ નારી. ૩
ઉઠો વહેલા, આલસ તજીને, યત્નમાં ચિત્ત જોડો,
વિઘ્નોથી ના, જરી ડરી જતાં, લક્ષ્યબિંદુજ તોડો;
કર્મો સર્વે, ફરજ સમજો, વાક્ય જાણી હરિનું,
જેથી સારૂં, જરૂર ફળ તે પામશો જીંદગીનું. ૪
પોતાની આ, જન્મભૂમિને, હાલ કંગાલ ભાળી,
નેત્રોમાંથી જરૂર ગળશે, ભક્તને અશ્રુ ભારી;
પાછી તેને પ્રથમ સ્થિતિએ લાવવાને સહુએ,
પોતાનાં જે તન, મન, ધનો, અર્પવાં એજ નિશ્ચે. ૫

મૂલશંકર કે. અધ્યાપક

---

## ૩૮. વીર ! જાગો જાગો રે.

---

હિન્દ રડત દુઃખથી હાય,
હૃદય તમ શું નવ ચીરાય ?
માત રૂદન કયમ ખમાય,
સુજન ! જાગો જાગોરે.

કાન્ત વદન કરમ્યું હાય,
અબલ બનેલ ધ્રુજત પાય,
કમર કઠિન નવ રખાય,
શો સજેલ વાગોરે.

છિન્ન ભિન્ન શી જણાય,
અનુપ માત હિન્દ હાય,
રાત દીન ક્ષીણ થાય,
તદપિ શું ન દાઝો રે.

' રિબત માત કયમ ઉધાય !'
ભવ્ય મનન કરી સહાય,
અધમ દ્વેષ પટકી પાય,
હિન્દ સૌખ્ય સાધોરે.

રમ્ય દિવ્ય લો ઉપાય,
યત્નમાં છો જીવ જાય,
હામ તો પ્રભુજી રહાય,
વીર ! જાગો જાગો રે.

**વસન્ત વિનોદી.**

---

## ૩૯. વીરોને આહ્વાન.

---

વીર સજ્જ થાઓરે— વીર.
માતૃભૂમિ શત્રુઓથી
રક્ષવાને, શસ્ત્રધારી,
હિન્દ-રાષ્ટ્ર, જીવનમાંહિં,
નવ પ્રસંગ આવ્યો રે— વીર.
સકલ પૃથ્વી જુઓ ! આજ
આત્મસંરક્ષણને કાજ
બની પ્રવૃત્ત—ત્યારે આપ
નિદ્રિત જ શું રહેશો રે ?— વીર.
ભારત તણા ભૂતમાંની
વીરતાનું સ્મરણ લાવી,
પ્રેમ-શૌર્ય હૃદય ધારી
સદ્ય સજ્જ થાઓ રે— વીર.

**રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દી વેટીઆ.**

---

## ૪૦. જાગી જ્યોતિ.

જાગી જ્યોતિ જ્વલન્ત......
હૃદયમાં જાગી જ્યોતિ જ્વલન્ત......

દેશોદયની આંતર સ્ફુરણા
જાગી છે બલવન્ત......અહોહો—
હૃદયમાં......

દેવ દુન્દુભિ આજ ગર્જતાં
રાષ્ટ્ર હમારે હિંદ......અહોહો—
હૃદયમાં......

સહિષ્ણુતા ને સમાનતા તો
ગૃહ ગૃહમાં રેલન્ત......અહોહો—
હૃદયમાં......

સ્વતંત્રતાના—ભ્રાતૃભાવના
ઘોષ કરે પ્રભુસન્ત......અહોહો—
હૃદયમાં......

માતૃ ભૂમિપય ઉદ્ધારણમાં
જાગ્યા વીર અનન્ત......અહોહો—
હૃદયમાં......

માતૃમોચને ધરી દિવ્યતા
યશ ગજવે દિગન્ત......અહોહો—
હૃદયમાં......

આત્મ ઓજસે સ્વરાજ્યને તો
હવે સાધશે હિન્દ......અહોહો—
હૃદયમાં જાગી જ્યોતિ જ્વલન્ત.

કનુભાઇ અચ્યાભાઇ દેસાઈ.
એલ. એમ. એન્ડ એસ.

## ૪૧. વીર પૂજન.

વીરના કર્મને—
દેશજન પૂજિયે ગુણુ ગ્રહે એ જ ગુણુ જાણુ!
દાનવીર કર્મ વીર વીર—
તો શૌર્યની જ્યોત અદ્‌ભૂત!
સ્નેહ જ્યોતિષ્ય એ પ્રભુનું
સાક્ષાત પ્રિય અવતરણુ મૂર્ત!
ભવ્ય બ્રહ્માંડમાં કર્મધ્વજ ધારકો:
રંજને ભટકતા રામ ઉદ્ધારકો:
વીર પૂજન ન ત્યાં જન્મે ના સુભટવીર
પૂજી વીર કર્મ આ ભૂમિમાં પ્રકટ સ્થિર
શૌર્યના તેજ અમ્બાર ભરિયે!

**રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.**

## ૪૨. હિન્દ જાગ્રતિ.

### ( પ્રભાતિયાંની ઢાળ. )

જાગ્યા રે જાગ્યા, મારા હિન્દિયો જાગ્યા;
ઝળહળતી જ્યોતના જગાવ્યા રે!
ભવ્ય બ્રહ્માંડભરમાં, સુંદર આ સચરાચરમાં,
સ્થિર પ્રકાશે ચેતન જ્વાલા રે!
એને કિરણુ, અણુરેણુ, એને પરિમલ, ઉરવેણુ,
પ્રકટાવે આત્મજ્યોતિમાળા રે!
ભય અંધકાર ભાગ્યા, ભ્રમ ઉદ્‌વેગ દાગ્યા,
બન્ધુતાના રંગ લાગ્યા રે!
દેશમાં ડંકા વાગ્યા, પહેર્યા હિન્દે જયવાઘા,
સંચર્યા સંગ સ્વરાજ્ય રાયા રે!
એક સહચાર વિમાને, ઊડિયે ને જગત પિછાને,
હિન્દી જનતાને પ્રભુ! નિભાવો રે!
આજની જેમ હવે તો, લેતરાવો હિન્દે હો,
એકલોહીનો લલિત લ્હાવો રે!

—રા. લાલત.

## ૪૩. વીર હિન્દીઓને સંદેશો.

રણમેદાને ચડયા તો મરવું કે ઇચ્છિત કરવું;
એ વીર પ્રતિજ્ઞા શૂરા! પગલું પાછળ નવ ભરવું.
સુકાની સંભાળજે નૌકા,
તરંગો ઉછાળશે નૌકા,
ખડકમાં પછડાશે નૌકા,
સમુદ્રો ડુબાડશે નૌકા,
ખાવાનું નથી, કામ વિકટ છે, રણસાગર તરવું;
એ વીર પ્રતિજ્ઞા શૂરા! પગલું પાછળ નવ ભરવું.
ઉખડશે તે જડની સાથે,
લટકશે તે થડની સાથે,
ભીડવું છે ભડની સાથે,
કામ અહીં છે ધડની સાથે-
માથું હાથમાં લઇને લડવું-જીતવું કે મરવું;
એ વીર પ્રતિજ્ઞા શૂરા! પગલું પાછળ નવ ભરવું.

—"દીવાનો."

## ૪૪. ભારતતનુજો શું હઠશે ?

### ભૈરવીની ધૂન.

શું હઠશે? શું હઠશે? ભારતતનુજો શું હઠશે?
જીવનયુદ્ધથી શું હઠશે? ભારતતનુજો શું હઠશે?
છોને આવે દુઃખ કરોડો, નહિ હઠશે, નહિ હઠશે,
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે.
જોને સરિતા મૂળથી નીકળી, સામી કરોડો ગિરિની પ્રસરી,
શું હઠશે? શું હઠશે? નીકળી સરિતા શું હઠશે?
ભેદી ગિરિઉર બળથી વહશે, નહિ હઠશે, નહિ હઠશે.
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે. ૧
વજ્ર સમી ભૂમિ ગિરિના પટની, અંકુર વટનું ફુટતુ ઉકળી
શું હઠશે? શું હઠશે? અંકુર વટનું શું હઠશે?
પથ્થરને પણ ચીરી ફુટશે, નહિ હઠશે, નહિ હઠશે,
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે. ૨

ક્ષાર ભર્યો જ્વાળામુખી આ'લ્યો, હિમપડથી સર્વાંગે છાયો,
શું હઠશે ? શું હઠશે ? ક્ષાર ભર્યો તે શું હઠશે ?
ધુંધવી ભભૂકો બળથી ઉઠશે, નહિ હઠશે નહિ હઠશે,
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે. ૩
કોણ હઠાવે કુદરત દળને ? ક્રમ ક્રમથી જે પામ્યું બળને,
શું હઠશે ? શું હઠશે ? ક્રમ ક્રમથી જે પામ્યું બળને:
અસ્તિત્વ જગતમાં ખીલવી દરશે, નહિ હઠશે, નહિ હઠશે,
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે. ૪
કંઇક દિવસથી ધ્વનિ આ સુણીએ, અંતર ગૂઢ સરિતાનો એ.
ભારતજીવન સરિતાનો એ.
શું હઠશે ? શું હઠશે ? પ્રબળ સરિતા શું હઠશે ?
વેગ ધરંતી વિશ્વે વહશે, નહિ હઠશે, નહિ હઠશે,
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે. ૫
જેમ દબાણો દુઃખો આવે, ત્યમ ત્યમ અંતર બળ દૃઢ જામે
શું હઠશે ? શું હઠશે ? ભારતતનુજો શું હઠશે ?
રાંક જણાતા ભડભીમ બનશે, હૃદયદેવ એ સાક્ષી પૂરે
નહિ હઠશે, નહિ હઠશે, ભારતતનુજો નહિ હઠશે. ૬

શ્રીયુત કૃપાશંકર બહેચરભાઈ.

---

## ૪૫. શૂરા શામદ હો !

(લાવણી.)

એક વાર મેદાન પડયા રણ ચ્હડયા કે ધુમવું ઘુમવું !
અંગત રંગિત ઉમંગથી શિરશત્રુ ઝઝુમવું ઝઝુમવું !
શૂરા સામદ હો ! એકવાર૦
શરમ શાનિ સ્વદેશ સેવામાં ? મુરવ ત્યાં કામની શી ?
પ્હેલ પેલો કરે, પ્હેલ બિજો કરો, એ આશા કામની શી ?
શૂરા સામદ હો ! એકવાર૦
હવે મુકયા ઘરબાર પછાડી, પ્રિયજન પાછળ મૂકયા;
જગત જંજાળથી આગળ ચાલ્યા, સ્વર્ગરણાંગણ ઢુકયાં.
શૂરા સામદ હો ! એકવાર૦
હાથીના દંતૂશળ ઉજ્વળ નિકળ્યા શું પાછા પેસે ?
એકવાર પગ રોપ્યો રણે તે હઠિ શું અપજસ લેશે ?
ના, ના, શૂરા હો એકવાર૦

ભલે ભગીરથ–પ્રયત્ન કરવો! ભારતરણુ ભલે તરવું!
રણુયજ્ઞે આ દેહનિ આહુતિ દેવી તે મરવું ઉગરવું!
શૂરા સામદ હો! એકવાર૦
નક્ષત્રિય પૃથ્વી શા માટે પરશુરામે કીધી?
તો અમરૂધિર ગળત હૈયાની મૈયાની લજ્જા લીધી!
શૂરા સામદ હો! એકવાર૦
શું ન છુંદ્યાં? નથિ રે'સ્યાં આપણાં કૂમળાં બંધુ બિચારાં?
મ્હેમચવન એ લોહીનો તરસ્યો ભક્ષે ન સાંજ સવારાં!"
શૂરા સામદ હો! એકવાર૦
બ્રહ્મ થવા કૌશિક શું? "સૌ સરખા લહેવાવા"
ગૌતમ બુદ્ધ ઘુમ્યા હરિ ત્યારે ઘુમે ન ભુમિ છોડાવા!?
શૂરા સામદ હો! એકવાર૦

સ્વ. હ. હ. ધ્રુવ.

## ૪૬. સ્વદેશ અર્થે સ્વાર્પણ.

(લાવણી.)

ઉઠો, ઉઠો, આર્ય ભડવીર! શૂર નર જાગો:
તજી સ્વાર્થ, મમત્વ; કુસંપ, ભિન્નતા ત્યાગો.
બની એક; મુસલ્મીન, હિન્દુ, પારસી વીરો!
બલિદાન દેશને કાજ કરો રણધીરો! (ધ્રુવ.)
સ્વાર્પણે મહમ્મૂદ દીન ધર્મ પ્રકટાવે,
સ્વાર્પણે ઐકયતા બુદ્ધદેવ બહલાવે;
સ્વાર્પણે ક્રોસપર ઇસુખ્રીસ્ત લટકે છે,
સ્વાર્પણે સત્યવીર દયાનન્દ વિષ લે છે;
એ ધર્મમૂર્તિના પુત્ર! સુત્ર સ્વાર્પણનું લઇને જાગો;
કરી ધ્યાન પિતૃઓ તણું સત્વ કંઇ માગો. ઉઠો ઉઠો.
સ્વાર્પણે બાણશય્યાપર ભિષ્મ સુએ છે,
સ્વાર્પણે પૂલપર હોરેશ્યસ જઇ રૂહે છે.
સ્વાર્પણે શિવાજી સ્વરાજ્ય સ્થાપિત કરતા,
સ્વાર્પણે બ્રિગેડો મૃત્યુ મૂખમાં ફરતા:
એ ઉદાહરણ લઇ ધ્યાન; ગાન ગજવો બન્ધુ સ્વાર્પણનું,
જે સુણી શૂર ઉભરાય પિતૃ તર્પણનું, ઉઠો ઉઠો.

સ્વાર્પણે હિન્દના વૃદ્ધ પિતા દાદાજી,
સ્વાર્પણે સુરેન્દ, બિપિન, ઘોસ, લાલાજી,
સ્વાર્પણે તિલક મહારાજ દુઃખ સહુ ધરતાં;
ને સ્વદેશ યજ્ઞે બલિ આત્મનો કરતા.
છે સ્હાયે એવા વીર, ચિર પૂરતાં નવ પાછા હઠશે;
તો બ્હીક પછી કાં ધરો ? ઉઠો દુઃખ મટશે. ઉઠો ઉઠો.
સ્વાર્પણે "સ્વદેશી" "બોયકોટ" માં ભળજો,
સ્વાર્પણે "સ્વરાજ્ય" તણો ઝુંડો ભળવજો;
સ્વાર્પણે જઇ મળજો "સેવક સમિતિ" માં,
સ્વાર્પણે "સેવિકા" ધર્મ ધરો સુનીતિના.
કરી સ્વદેશ સેવા એમ, નેત્ર સ્વાર્પણનો ધરી, સહુ ધપજો;
શુદ્ધાંતઃકરણે એજ મંત્રને જપજો.
છે પરાર્થથી કલ્યાણ, ધ્યાન એ ધરો હિન્દીઓ નિત્યે,
બની એક, ઉન્નતિ પથે ધસો એ રીતે. ઉઠો ઉઠો.

રા. નૂતનશ્રી.

---

## ૪૭. ભરતવીર ગર્જના.

---

( લાવણી )

શું ભરૂં આભસું બાથ ?
શું કરૂં વજ્ર સંપાત ?
કે ઉદધિ ઉંડો ડોળું ?
કે ગગનતારલા તોડું ?
કે કરી ચરણ આઘાત પૃથ્વીના પર્વત સઘળા ફોડું,
જે થકી દેશી-મુજ દેશી તણી દૃઢ સ્વાર્થ શૃંખલા તોડું.
મુજ રક્ત ઉછળે ક્રોધે,
ને અગ્નિ ભભુકે નેત્રે;
મુજ જિગર ઉછાળા મારે,
એ ક્રોધ, શોકની જ્વાળ, નાડીને શિરા શિરામાં વ્યાપે,
હું ઇચ્છું જ્વાળ એ દહન કરે, દુઃખ દેશી તણાં નિજતાપે.
ઓ માત ! માત મુજ હિન્દ ?
બની આજ કુભાગ્યે રંક !

તુજ પુત્ર કુછન્દી ઉઠયા,
કર્તવ્ય—ધર્મને ચૂકયા;

તું પ્રેર અમોને, પ્રેર માત! કર્તવ્ય-વેદિમાં બળવા
તું માત તણા ઉદ્ધાર કાજ નિજ પ્રાણ ચરણ તુજ ધરવા.

ઓ ભારતનાં સંતાન?
કયમ ભુલ્યા જાતિ અભિમાન?
કયમ સ્વાર્થ આપના શોધો?
કર્તવ્ય માર્ગ કયમ ચૂકો?

કંઇ રૂવે માનવી ક્રોડ દેશમાં, રંક બિચારાં ભૂખે,
કયમ ગમે ભોગ વિલાસ દેહના? સુખી ત્હમે નિજ સુખે.

કંઇ બાળ ભમે રડવડતાં,
ને ખુણે માનવી સડતાં;
કંઇ રૂવે રંક વિધવાઓ—
ને કરે ગેબી પોકારો;

તે પાપ, ગરીબી, વ્હેમ તણી, દશદિશ વ્યાપતી જવાળા,
એ જવાળા તણી વિકરાળ ભભકમાં, જોઉં હિન્દ મુજ માતા.

ઓ હિન્દ! પુરાણી હિન્દ!
ઓ વિશ્વવન્દ્ય અમ હિન્દ!
તુજ રંક કર્મની રેખા,
કે પ્રભુ તુજપર રૂઠયા;

રે ત્રીશ કોટિ તુજ તનુજ સામટા, મૂઢ ઉંઘે વિષયોને,
રે દેખી અવદશા ત્હારી દયાએ, ફિર લેશ નવ જહેને.

ઓ પ્રભુ! પાપી, અમ પાપી.
અમ મૂર્ખ, અમે હતભાગી,
કંઇ સ્વાર્થ નિજના શોધ્યા,
ને સાર્વજનિક હિત ખોયાં;

તે સર્વ પાપની અસે સજાઓ, સહુ ખુશીથી ખમીએ,
પણ રંક માતની પ્રભુ! અવદશા જોઇ અમે સહુ બળીએ.

ઓ પ્રભુ! સજા બહુ કીધી,
કંઇ કરો કોપની અવધિ;
અમ કલહ, દ્વેષને કાપો,
નીચ સ્વાર્થ, ભિરૂતા ટાળો,

દ્યો સંપ, લક્ષ્મીને વીર્ય, અમોને કરો પ્રતાપી પૂગ,
ને ખંડ ખંડ નિજ માન તણું જગગાન ગજવવા શૂરા;

**નર્મદાશંકર બાલાશંકર.**

---

## ૪૮. નવીન વર્ષનો સંકલ્પ.

( આજ શ્યામ મોહે લીની બાંસરી બજાય કે—એને અનુસરતી ચાલે. )

આજ રમ્ય નવીન વર્ષ દિવસ, પ્રિય સુહાવેરે,
હિંદ બાળ થાળ હૃદય મોતીં ભરી વધાવેરે—આજ.

જાગૃત ! સહુ આર્યવીર,
તજો ગાઢ ગ્લાનિ તિમિર,
દેશ ઉદય કાજ આજ,
ત્વરિત સજ્જ થાઓરે—આજ.

વિશ્વ મહા પ્રજા માંહ્ય;
હિંદ માતને ન સ્થાન,
પ્રાપ્ત થાય પદ સમાન,
એ સુલક્ષ્ય ધારોરે—આજ.

શ્રી સરસ્વતી પ્રચાર,
કરી સકલ દેશ માંહ્ય;
પુત્ર ધર્મ ધારી હૃદય,
માતને ઉદ્ધરોરે—આજ.

અખિલ વિમલ હિંદ હૃદય,
ઐક્ય વાદ્ય વાજો મધુર;
દ્વેષ, ક્લેશ કરી દૂર,
બન્ધુતા વધારોરે—આજ.

માતૃભૂમિ પુનિત ચરણ,
અર્પનાર સકલ જીવન,
ધીરને અડગ નૃસિંહ,
વીર પ્રકટ થાઓરે—આજ.

ધસો ધારી ઐક્ય અભય—
અસ્ત્ર તેજ, તીક્ષ્ણ, સબળ,
વિખરી, સર્વ વિઘ્ન વિષમ,
નક્કી વિજય થાશેરે—આજ.

ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ પટેલ.

## ૪૯. *મહાજનપૂજન.

( આશાવરીની ધૂનમાં. )

આવો અમારા દેશમાં પૂજન તમારૂં થાય છે,
સર્વસ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે. આવો.
જેણે ફકીરી આદરી પરમાર્થ જેનો સ્વાર્થ છે,
તે સત્ય વાણી અભયવરદા એકલો પૂજાય છે. આવો.
જેવું હૃદય ધડકી રહ્યું નિજ દેશના ધડકારમાં,
એ પુનિત સુંદર હૃદયવરનું પ્રેમ પૂજન થાય છે. આવો.
જેણે ગણ્યું આ જીવિત સરખું તુચ્છ પરદુઃખ આગળે,
પરમેશ દિવ્ય મનુષ્ય એકજ એજ અહિં પૂજાય છે. આવો.
જેને હજારો દુઃખ દેશની, અર્ઘ્ય પુષ્પ સમાન તે,
એ પુષ્પના ભરગુચ્છની મૃદુમાળમાં મ્હેંકાય છે. આવો.
તે વીર ધીર મહન્ત પ્રેમી આવજો અમ મંદિરે,
જ્યાં **હિંદના ભકતોતણું** છે આદર્યું પૂજન અમે. આવો.
કુંકુંમ ભર્યે પગલે પધારી આંગણું પાવન કરી,
અમ ગરીબજનના હૃદયને અભરે ભરો અમીધારથી. આવો.

**મ. ચ. પટેલ, બેરિસ્ટર.**

## ૫૦. સ્વ. દાદાભાઇ નવરોજજી.

( ગઝલ )

સદાએ સ્હાય કરનારા, હતા એ હિંદના દાદા;
હમેશાં હિત ચાહનારા, હતા એ હિંદના દાદા. ૧
અહોનિશ આત્મશક્તિથી, અને સ્વદેશ ભક્તિથી;
ધરા ધ્રુજાવનારા તો, હતા એ હિંદના દાદા. ૨
યુધિષ્ઠિર ભિષ્મ અર્જુન કે કૃપાળુ કૃષ્ણના જેવા;
અમે આનંદથી કહેશું, હતા એ હિંદના દાદા. ૩

* રા. રા. મગનભાઇ ચતુરભાઇ પટેલના "ક્ષાત્રપાળ પ્રતાપ" માંના આ કાવ્યને પ્રસંગને અનુસરી તેમાં સ્હેજ ફેરફાર કરી અત્રે લીધું છે.

ભરત ભૂમિ રૂપી વાડી, તણા માળી બની તેને;
ખિલેલી રાખનારા તો, હતા એ હિંદના દાદા. ૪

વિભુવર એજ માગું છું, હજારો હિન્દની માંહે;
વિરલ તું આપજે જેવા, હતા એ હિંદના દાદા.* ૫

## ૫૧. મહાત્મા દાદાભાઇને નિવાપાંજલિ.

(વસંતતિલકા.)

જેના જીવિતની પ્રભાથી કંઇ જનોનાં,
તેજસ્વી તારકસમાં હૃદયો બન્યાં'તાં;
અર્પ્યું અમાપ બળ કામ કરી મજેનાં,
આજે અરે સ્મરણ માત્ર રહ્યાં જ તેનાં. ૧

સ્ફૂરી હતી હૃદયમાં ખરી ચેતનાઓ,
વ્યાપી હતી ગરીબ દેશ તણી વ્યથાઓ;
ઘુમ્યો મહારથી સમાન વિદેશ જૈને,
આજે અરે સ્મરણ માત્ર રહ્યાંજ તેનાં. ૨

ધાર્યું હશે શરીર જર્જર ત્યાગીને આ,
ધારી નવું દૃઢ વપુ બહુ કાર્ય કરવા;
ફેંકી પ્રકાશ નિજ ઓસજનો વિરામ્યો,
રે કર્મયોગી! તુજ જીવન ધન્ય પામ્યો. ૩

સ્હેવા વિષે અડગ ધીરજ રાખવાનો,
મંડયા રહી અરથ ઇચ્છિત સાધવાનો;
તેં શીખવ્યો પરમ પાઠ અમોલ સૌને,
તુંને સ્મરીજ નહિ આદર થાય કોને? ૪

દાદા હતો સકલનો વય ને વિચારે,
ભાઇ હતો હૃદયની ખરી લાગણીએ;
સાર્થકય નામતણું એમ કરી ગયો તું,
હે કર્મવીર! તું જતાં રડવું રહ્યું શું? ૫

---

* રા. રાયદાના 'અમારા દેશના દાદા' ના કાવ્યને કેટલાક ફેરફાર સાથે અત્રે દાખલ કરવામાં આવ્યું છે. મુળ કાવ્ય સમાલોચક પુ. ૨૦ અંક ૯ માં પાને ૩૭૬ મે પ્રગટ થયું છે.—સંગ્રહકર્ત્તા.

મુક્તિતણો પરમ મંત્ર અમોઘ આપ્યો,
સંતોષ સર્વ જનના ઉર મધ્ય સ્થાપ્યો;
કાપ્યો કુસંપ સહ ક્લેશ સ્વદેશીઓનો,
નેતા અને ગુરૂ ગયો સહુ અગ્રણીનો. ૬
મ્હોટો હતો અચલ તારક ધ્રુવકેરો,
ક્ષુધાબ્ધિમાં કંપક નાવિકનો અનેરો;
આજે અલોપ બનતાં જન સૌ મુંઝાય,
મોક્ષાર્થ વિશ્વપતિની કરૂણા ચહાય. ૭
જાપ્યો સ્વદેશહિત જાપ સમાધિ ધારી,
સેવ્યો સ્વદેશહિત ધર્મ સદૈવ ભારી;
જીવ્યો ખરૂં જીવન તું જગમાં અમંદ,
वन्दे महापुरुष ते चरणारविन्दम् ८

**રા. જગજીવન દયાળજી મોદી. "ગુજરાતી"**

---

## ૫૨. સ્વ. ગોખલેને નિવાપાંજલિ.

---

(સોરઠા.)

થયો વિધિ હા વામ, હિંદરૂપ આ ગગનથી;
પૂર્ણ પ્રકાશિત હાય, ગયો ગોખલે આથમી. ૧
હિંદમાતનો હાય! પુત્ર પનોતો પરગજુ;
ઉજ્વળ અનુપ ચરિત્ર, ગયો ગોખલે આથમી. ૨
હિંદ માતના પુત્ર, રામ અને લક્ષ્મણ સમા;
ભક્તવીર ભડવીર, ગાંધી બીજો ગોખલે. ૩
એ ગગ્ગાની જોડ, ખાંડી થઇને ખળભળી;
કર્મયોગી નરવીર, જતાં જગતથી ગોખલે. ૪
દેશદાઝના પાઠ, પઢવાં માટે પ્રેમથી;
વડીલ ભ્રાતની પાસ, આવ્યો ગાંધી યૂરોપથી. ૫
દેશદાઝની વાત, ભ્રાતથી પૂરી ના થઇ!
ગાંધી મનની હોંસ, ગાંધીના મનમાં રહી. ૬
સર થાવાને માટ, લાખો વીણે વાવલાં;
પણ સરપદ તજનાર, એ તો અદ્ભૂત ગોખલે. ૭
તજી હજાર પગાર, સીત્તેરે સંતોષ લે;
લક્ષ્મીને દે લાત, એ તો અદ્ભુત ગોખલે. ૮

સ્વાર્થ વિષે મશગૂલ, જંતુ જગમાં ઢગ દીસે;
પરમાર્થે પંડિત, એ તો અદ્દભુત ગોખલે. ૯
પ્રયાગ-વાસી લોક, પુનિત થયાં છે પ્રેમથી;
તુજ શરીરની રાખ, અંગે ચોળી ઉમંગથી. ૧૦
તારી સ્મૃતિની રાખ, આજ લગાડી અંગમાં,
થઇએ અમે પવિત્ર, ગરવા ઋષિવર ગોખલે. ૧૧
પરમાત્માપદ માંહ્ય, પૂર્ણ શાંતિ પામો તમો;
વદી વિરામીએ વીર, તમને સ્મરીને ગોખલે. ૧૨

રા. જગજીવન કાળીદાસ પાઠક, બુદ્ધિપ્રકાશ.

## ૫૩. ગોખલે–સ્મરણાષ્ટક.

( હરિગીત. )

વ્યક્તિ હતી એ દિવ્ય શક્તિની ભરેલી ભાસતી,
જેના બળે આસુરી શક્તિ દૂરથી પણ ત્રાસતી;
જન્મી દરિદ્રી સ્થિતિમાં, બુદ્ધિબળે વિકસિત થઇ,
દેવા અનેક સ્વદેશીને વિદ્યાધનો ઇચ્છા લહી. ૧

સંસારનાં સુખ સ્વપ્નતુલ્ય ગણી બની ઉચ્ચાશયી,
સેવા અને સ્વાર્પણ વડે વિલસી રહ્યા જનતા મહિં;
સદ્દગુણી મૂર્તિ બન્યા, સદ્દભાવના પ્રકટી ખરી,
કરી પ્રખર પુરૂષાર્થો વળી, નિજ રૂપની પ્રતીતિ તે પુરી. ૨

નિજ માતૃભૂમિની વધારી કીર્તિ એ શુભ નરવીરે,
પોતે બની આદર્શ, રેલ્યો દેશ ગુણના આકરે;
નર હિંદમાં એ એક એવો શિષ્ટ સાધુ ઉપન્યો,
દેશી અને પરદેશી–સૌની દૃષ્ટિમાં ઉત્તમ બન્યો. ૩

ગુરૂના ચરણનું શરણ લઇ, ગુરૂ ભાવ હૃદયે ધારીયા,
ગુરૂમંત્રનું કરી મનન પોતે ગુરૂથી અધિક પ્રકાશિયા.
અધિકાર, કીર્તિ, દ્રવ્ય અગરા ઇતર મોહ–ઉપાધિઓ,
ત્યાગી, બની નિઃસ્વાર્થ, સેવાધર્મ પુરો સાધિયો. ૪

એવો પ્રતાપી હિંદનો તેજસ્વી તારો ખરી પડયો,
હતભાગ્ય! હિંદની જીવનનૌકાનો સુકાની ઢળી ગયો.

'બીજા સુપુત્રો હિંદમાતાના થયા ને હજુ થશે,
પણ ગોખલેની તુલ્ય બુદ્ધિ, હૃદયમાં નહિ નિપજશે. ૫
શંકા ધરે છે હૃદય ! ' શાને માટ એ ઉડી ગયો ?'
આ સ્થૂલ દેહ થયો નિરર્થક, દિવ્ય દેહે સ્થિર થયો,
(કે) અહિંની અદાલતમાં, નહિ ઇનસાફ સાચો પામીયો,
તેથી તજી સુઆશ સઘળી, પ્રભુધામમાં સીધાવિયો. ૬
પ્રભુ ! સુણજે તું, રાવ જે જે રેડવા એ આવીયો,
એણે કરેલ પ્રયાસ ભગીરથ માંહિ એ નવ ફાવીયો;
એને બતાવી સિદ્ધ, શક્તિ અમોઘ દઇને પાઠવો,
જેની અમોને સરલ થાય ઉન્નતિ–પથ કાપવો. ૭
અમદેશના જીવન તણો વિકાસ થાએ સત્વર,
એવો સદાગ્રહ ધારી હૃદયે થાય બીજા તત્પર !
એનું કરેલું કાર્ય વૃદ્ધિંગત કરે ખુબ ખંતથી,
એવી શુભેચ્છા એહની પ્રભુ પાર પાડો પ્રીતથી. ૮

રા. ગુ. ગો. દેશાઇ.

## ૫૪. ' સ્વતંત્રતા. '

સ્વતંત્રતા તે અતંત્રતા નહિ,
આત્મ નિયંત્રિત એ જ સ્વતંત્ર;
ન્યાયમંત્રથી સ્વસ્થ વિકસતી—
જીવનસંસ્થા તેજ સ્વતંત્ર !
ધર્મ બન્ધુના સ્નેહ ભાવથી,
ચક્રો સંગે ઘૂમે સ્વતંત્ર:
રાજ્ય પ્રજામાં એક કાર્યતા—
વિકસાવો પ્રભુ ! સદા સ્વતંત્ર !

રા. લલિત.

## ૫૫. ' કવિ અને સ્વતંત્રતા. '

કવિ—સ્વતંત્રતા ! ક્યાં તુજ જન્મ ભૂમિ ?
કહે માત ! હે યૌવનપૂર્ણ દેવી !

સ્વતંત્રતા—જ્યાં પ્રાણુ અર્પે વીર દેશ અર્થે,
તે ધૂલિમાં હું લઉં જન્મ પ્રીતે.
કવિ—સ્વતંત્રતા! ક્યાં તુજ વાસ વ્હાલી?
સદા કરે જ્યાં તુજ ચિત્ત મ્હાલી.
સ્વતંત્રતા—જે જે હૃદે ચંચળ રક્ત વ્હેતું,
તે તે નિવાસ સ્થલ, જાણી લે તું.
કવિ—સ્વતંત્રતા! હે જનહિત માત!
ક્હે કોણ પૂરે તુજ સર્વ આશ?
સ્વતંત્રતા—વેગે પળે જે જનહિત સાથ,
તે કાળ પૂરે મુજ સર્વ આશ.
કવિ—સ્વતંત્રતા! ક્યાં તુજ શક્તિ મૂલ?
હે માનિની! યાચું, યથાર્થ બોલ.
સ્વતંત્રતા—જે જે પ્રજા પીડક લોક લાલ,
દુષ્કર્મ તેના મુજ શક્તિ મૂલ.
કવિ—સ્વતંત્રતા! નિર્ભયતાથી ક્યાં રહે?
વંદુ ત્હને ચંચળવૃત્તિ તે કહે.
સ્વતંત્રતા—જ્યાં ભેદ વિરોધ ન લેશ ભાસે,
ત્યાં છે સદા નિર્ભય વાસ મ્હારે.
કવિ—સ્વતંત્રતા! કહે, તુજ ક્યાં મહિમા
હે માત! કલ્યાણી! રહ્યા પ્રજામાં?
સ્વતંત્રતા—સામરાજ્ય જ્યાં ઐક્યનું શાંતતાનું,
વાધ્યો મહિમા તહિં મુંજ બાપુ!

**શ્રીયુત કૃપાશંકર બહેચરભાઈ પંડિત.**

---

## ૫૬. “જયઃ સ્વદેશ! જયઃ સ્વરાજ્ય!”

---

જયઃ સ્વદેશ! જયઃ સ્વરાજ્ય!
જયઃ પ્રભુ પ્રજા સમાજ!
પ્રોજ્જવલ પરમાત્મ રાજ્યઃ
સર્વહિત ભર્યું સામરાજ્યઃ
સ્વેચ્છાતું સ્વસ્થ રાજ્યઃ
જયઃ સ્વદેશ! જયઃ સ્વરાજ્ય!

અંતરે એક જ અવાજ:
એક દેશ: એક સાધ્ય:
જન્મદેશ જીવન તાજ!
જય: સ્વદેશ! જય: સ્વરાજ્ય!

દેશદાઝ, દેશકાજ,
દેશ બન્ધુતાની લાજ;
પ્રેરો પ્રભુ! દેશ, આજ!
જય: સ્વદેશ! જય: સ્વરાજ્ય!

રા. લલિત.

---

## ૫૭. જન્મ ભૂમિ જય સ્વદેશ!

---

૧

જન્મભૂમિ જય સ્વદેશ!
વિચાર એક ધર્મ રાજ્ય
એક જ્યોત જ્યાં આરાધ્ય
શાંતિ સુખ ત્યાં સુસાધ્ય—જન્મ.

૨

જીવન તીર્થ જગ પ્રદેશ
સકલોન્નતિ એજ મૂર્તિ
સેવા દ્રવ્ય ત્યાગ વૃત્તિ
અખંડ રહો એજ સ્ફૂર્તિ—જીવન.

૩

આપ પર નામ શેષ
હું જ સકલ એ વિશેષ
સ્તવન વિઠ્ઠલનું મહેશ
આ વિચાર રહો હમેશ—આપ,

રા. વિઠ્ઠલ ભગવંત બહેરે.

---

## ૫૮. સ્વરાજ્ય નાદ.

જય જય હિન્દ અમારો દેશ
સ્વીકારો એ જ જીવન આદેશ—જય૦
પ્રાણ મંત્ર એ, વેદસૂત્ર એ, દેવ તણો સન્દેશ !
ગેબી ઘોષથી ગગન ગજાઓ જય સ્વદેશ !–જય૦
નમન અમ ભારત ચરણે આજ
અમ્હારૂં પુણ્યવંતુ એ સ્વરાજ્ય !
હૃદયતંતુ ગુંથી આત્મવીણાનાં
ગાન સુણાવો આજ !
લલિત કંઠથી મુગ્ધ મંત્ર એ
જપો સ્વરાજ્ય ! સ્વરાજ્ય !—નમન૦

—રા. રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટ્ટ.

## ૫૯ સ્વતંત્રતા આવશે ત્યારે.

( સુખ દુઃખ મનમાં ન લાવીએ—એ રાગ. )

એક દિવસ એવો આવશે, ત્ય્હારે સહુ દુઃખ જાશે,
જ્ય્હારે–સ્વતંત્રતા–દેવી રે, ઘેર ઘેર રોજ પૂજાશે. ટેક.
ન્હાનાં મ્હોટાં બાળક સહુ, જ્ય્હારે એ નામ લેશે,
રોમે રોમ ઉભાં થઇ, નાડીમાં શૌર્ય વ્હેશે. એક.
ન્હાનાં શિશુ પયપાનમાં, પય એનુંજ પીશે,
માતા શિશુ સાથે ગોઠડી, કરશે જ્ય્હારે એ વિશે. એક.
દેશાભિમાનનું બીજ જે, વાવ્યું માતે ને તાતે,
પાળી, પોષી, ઉછેરશે, શિક્ષક જો ભલી ભાતે. એક.
દેશાભિમાનનાં ગીતડાં, જ્ય્હારે ઘેર ઘેર ગવાશે,
દળતાં, ભરતાં, સન્નારીઓ, ખેડુ વાંસળીએ વાશે. એક.
જ્ય્હારે ગિરિ થકી હિન્દના, એના પડઘા સુણાશે,
જ્ય્હારે વાયુ અને નીરમાં, દેશભક્તિ ભરાશે. એક.

# ૬૦. દેશોદયની ઉષા

( આશાના લયમાં. )

દેશજનોના ઉજ્વલ મુખમય દેહ ધરે જે દેવી—
એતો એકજ દેશોદયની દિલભર ઉષા અનેરી:
સરલ અભેદ ભરી અહો! એ મણિ સમ મનોહરી! ૧
તેજ સુકોમળ, પવન લહરીને પલ્લવ, પ્હેરે અંગે:
તારલિયા વેણીમાં વિરમેઃ સુરેખ સુરખી રંગે:
પ્રેરતી પરવરતી ધર્મ સહચારે ઉષા સખી! ૩
ઉદય સમયને દિવ્ય દેહ, દિનદર્શન મંગલ થાતાં—
ઉમંગઃયનને, સ્મિતઃવદને, કરઃસુકૃત્ય, પગલે પ્રભુતા—
લીલા તપ તેજ ભરી પૃથ્વીને આ પટ વિસ્તરતી! ૩
સુગંધવતી પૃથ્વીને પલ્લવ રસસાગર કંઇ ડુલવે:
કોમળ કમળ દળે લક્ષ્મીઉર વિષ્ણુદેવ કંઇ વિલસે:
એવી રસરાસ લીલા વિકસાવો **રાજકલા**!! ૪
જગજ્જનોના પંચાયતને એક વાક્યતા ગુંજે:
લોકારાધક પ્રાણાત્માનાં ઓજસ્, ચેતન આંજે:
એવી સ્વર—જ્યોતિ લીલા વિકસાવે **પ્રજાજનતા**!! ૫
વિશેષ ધર્મે તીવ્રન્યાયથી સ્નેહ—સામ્ય વિસ્તરતાં—
સ્વસ્થ કર્મયોગીને સ્વાર્પણ સમય શાંતિ વિલસતાં:
એવી સંસિદ્ધિ લીલા વિકસાવો **પ્રભુજનતા**!! ૬
દેશોદયની ઉષા એ સમી અહો! ઉઘડવા લાગે!
પ્રોત્સાહક અજવાળાં પ્રકટેઃ અજબ ચેતના જાગે!
વાગે વિજય ઘંટા! મંગલ એ સક્રાંતિ—દશા! ૭
દેવપ્રજા સહુ ભક્ત ઘેલડાં દેશ—તપોવન ઘૂમે:
પ્રભુનો જય લલકારી જાતને સુકર્મયજ્ઞે હોમે:
જ્વાલા ઝળહળતી અન્યને આમંત્રણ કરતી! ૮
અભય ભર્યાં સર્જન જ્યોતિર્મય દેશ—પટે તરવરજો:
ઉષ્માને આનન્દ સ્વસ્થતા ઝીલજો ને ઝીલવજો:
કરે કલ્યાણકૃતિ હો પ્રકાશપ્રદ પ્રગતિ!! ૯

—રા. લલિત.

## ૬૧. વિશ્વગુરૂ ભારત.

ભારતના ભૂતકાલનાં અમૃત વિશ્વમહીં પાઇશું,
ભારતના ગત ગૌરવ કેરાં ગર્વગીત ગાઇશું,
ભારતનો કીર્તિધ્વજ સાહીશું,
ભારતનો વિશ્વ-સ્વીકાર ચાહીશું.
ભારતની વર્તમાન અધીનતા મુક્તિમંત્રે સંહરશું,
ભારતની સન્તતિનાં હૃદયે રાષ્ટ્રના ચેતન ભરશું,
ભારતને વિશ્વ પ્રતિષ્ઠિત કરશું,
"ભારતનો જય" દિગન્ત ભજવશું.
ભારતના ભાવિનાં ઉજ્જવલ જ્યોતિ કૈં ઝળહળશે,
ભારત વિશ્વ-આદર્શ થશે,
ભારત વિશ્વ-ગુરૂ બનશે.

રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા,
બી. એ. એલ. એલ. બી.

## ૬૨. અમે તો ભારતનાં સંતાન.

ભારતનાં સંતાન, અમે તો, ભારતના સંતાન,
ઉંચાં ઉંચાં સ્થાન અમારાં ઉંચાં ઉંચાં સ્થાન.
વસંત-ઉત્સવ હુતાશનીનો ધરશે સુંદર સ્વાંગ,
અનિષ્ટ-સંશોધન કરી કરીને થશું શુદ્ધ સર્વાઙ્ગ. અમે તો.
સભ્ય પ્રજાને શોભે એવા થશે અત્ર આનંદ,
તનને પોષી, મનને પોષી, વિહરીશું સ્વચ્છંદ. અમે તો.
રાષ્ટ્ર જીવનની સંશુદ્ધિના પઢશું મોંઘા પાઠ,
ઉત્સવ કરશું કૈં કૈં એવા જોશે પ્રભુ સાક્ષાત્ અમે તો.

રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા.

## ૬૩. સ્વદેશ ઉત્કર્ષ.

અહા ! જ્યાં અભયભર્યાં મન ખીલે,
અને જ્યાં ઉર્ધ્વજ્યોત શિર ઝીલે;
અહા ! જ્યાં જનકુટુમ્બ વિહરે
અને જ્યાં સત્યમોતી મુખસરે:
પિતા ! સ્વતંત્રતાને સ્વર્ગ
પ્રભુ ! હો મુજ સ્વદેશ ઉત્કર્ષ.
અહા ! જ્યાં પૂર્ણોદય સહુ પૂરે,
અને જ્યાં વિવેકસર નિર્ઝરે:
અહા ! જ્યાં મન તુંમય વિચરે,
વિચારો, વિશાળ વર્તન ધરે:
પિતા ! એ સ્વતંત્રતાને સ્વર્ગ,
પ્રભુ ! હો મુજ સ્વદેશ ઉત્કર્ષ !
—રા. લલિત.

## ૬૪. એકવાર ફરી.

એકવાર ફરી ચેતન ચિનગારી દેને,
પ્રભુ ! ચિનગારી દેને.
નિર્માલ્ય, નીરસ જીવન આ ભિંજાવી દેને,
રસે ભિંજાવી દેને.
એકવાર ફરી બુદ્ધિના ચમકારા દેને,
પ્રભુ ! ચમકારા દેને.
એકવાર ફરી હૃદયના ધબકારા દેને,
પ્રભુ ! ધબકારા દેને.
નવજીવનથી આ જીવન તું વિલસાવી દેને,
પ્રભુ ! વિલસાવી દેને.
ઉછળતી ઉર્મિઓ રમાડી ઉર હસાવી દેને,
પ્રભુ ! હસાવી દેને.
થયાં ઝાંખાં હરિ હા ! નૂર તું ફરી લાવી દેને,
હરિ ! ફરી લાવી દેને.
નૂતન પ્રવૃત્તિ ઉત્સાહ પ્રભુ પ્રસરાવી દેને,
પ્રભુ ! પ્રસરાવી દેને.

ઉંઘે ઘોરે હિન્દીવાસીઓ પ્રભુ તું જગાડી દેને,
પ્રભુ ! તું જગાડી દેને.
કરમાય કુસુમ આ સિંચી પ્રભુ વારિ દેને,
સિંચી પ્રભુ ! વારિ દેને.
ભવ્ય ! ભારતબગીચો પ્રભુ ! શૃંગારી દેને,
પ્રભુ ! શૃંગારી દેને.

કુસુમાકર.

---

## ૬૫. દેશભક્તિની યાચના.

( દ્વિવ્ય. )

ઓ ભરતભૂમિના પ્હાડો !
તમશિર પૂગ્યાં આકાશ,
તમ જેવા જગમાં બીજા
નથી ઉન્નત કો'ની પાસ !
છે પ્રૌઢ પ્રતાપ તમારો,
તમ ભવ્યજ છે ભંડાર !
મુજ ભરતભૂમિનો જગમાં
વરતાવો જય જયકાર ! ૧

ઓ ભરતભૂમિની નદીયો !
તમ સુંદર ચિત્ર ચરિત્ર !
તમ જેવી જગમાં બીજી
નથી કોઇ પરમ પવિત્ર !
સુગભીરી, ધીરી, વીરી,
તમ પુણ્યકથા આચાર,
મુજ ભરતભૂમિનો જગમાં
વરતાવો જય જયકાર ! ૨

ઓ ભરતભૂમિના પુત્રો !
જે ગયા ધ્રુજાવી ધરણી
કરીને કંઇ લાખ પ્રયત્ન !
તમ શૌર્ય અને તમ પ્રીતિ
ભરજો વીરા, સહુ ઠાર !
મુજ ભરતભૂમિનો જગમાં
વરતાવો જય જયકાર ! ૩

અરદેશર ફ. ખબરદાર.

---

## ૬૬. દેશોન્નતિ માટે પ્રાર્થના.

જ્યાં છે ચિત્ત વિમુક્ત તો ભય થકી રે’ માન કીર્તિ જ્યાં,
દેવાતાં જહીં જ્ઞાન સર્વ જનને, કૈં દામ લીધા વિના;
જ્યાં સંસાર વિષે વિભાગ ન પડે, કૈં નાની ભીંતો થકી,
સત્યાગાર વિષેથી નિસરતી જ્યાં, વાગ્ ધાર મીઠી ભલી.
કૈં અશ્રાંત પ્રયત્નથી વળી થતાં કાર્યો સદા પૂર્ણ જ્યાં,
જ્યાંહે નિર્મળ બુદ્ધિ વે’ણુ ન વહે, આડા સુકા રાનમાં;
દોરાતું મન જ્યાં વિશાળ શુભ સૌ, આચાર વિચારમાં,
એ સ્વાતંત્ર્ય સુસ્વર્ગમાં જનક ! તું દે જાગ્રતી દેશને.

“ સદ્વિલાસી. ”

## ૬૭. સ્વદેશાર્થે હૃદય વિકળતા–પ્રભુપ્રાર્થના.

( રાગ બિહાગની ધૂનમાં )

નિરાશા બધે જ્યાં વ્યાપી, આશા અમારે તુંજ;
ઉછળતું, ઘુઘવતું, મહાજળ, આરામ આમારે તુંજ. ૧
તું શિતળ સંતપ્તજનને, તું વિરહિને સુયોગ,
તું અસ્ત્ર નિરસ્ત્ર જનને, આર્તે ઔષધ અમોઘ. ૨
રામ ! આરામ ક્યાં લઉં ? દીન ભારત દિલ દર્દ,
કંઇ બંધન અનેરૂં ! નાગમળું, જીવન ભારત ભયગ્રસ્ત. ૩
દિન છતાં દિન નહિ જ્યાં, જ્ઞાન છતાં અજ્ઞાન;
બળ છતાં બળ નહિ જ્યાં, સંપ વિના બેતાન. ૪
ધર્મભાસ પણ ધર્મ નહિ, પુનિત જીવનનો નાશ,
શ્વાસ અમારો કલુષિત વિભુ ? ક્યાં ન્યાળે ના જીવ ત્રાસ. ૫
ભાન છતાં બેભાન હા ! જાગૃતિ નવલી શી નાથ !
અવદશા દર્શે, નવ લહે, વિકળ જીવન વિભ્રાન્ત. ૬
કફોડી સ્થિતિ અજમનની, હૃદયદ્વાર જ્યાં બંધ,
થંભ્યાં નીર બંધુત્વના, અટવાએ પ્રજા સંઘ. ૭
ભિન્ન ભાષા ભિન્ન ધર્મ ભિન્ન રાજ્ય હિત ભિન્ન,
ભિન્ન વૃત્તિએ ગ્રથિતજીવિત, હતભાગ્ય ભારત દીન. ૮
શું કરૂં ! ક્યાં જઉં ! હરિ ! જ્યાં નજર ત્યાં પરિતાપ,
અવશ બાવરૂં જીવન અમ, વિકટવાસ ભયભાસ. ૯

કહેવાએ ન સહેવાએ અકળામણુ દિલમાર,
ગરિબ નિવાજ ! કંઇ સુણીએ, રાંક દર્દ પોકાર. ૧૦
અંતર તાર તારે હાથે, જગાડ આ સઉ બાળ,
જ્યોતિ દે પ્રગટાવી સહુમાં, અંતરદ્વાર ઉઘાડ. ૧૧
મૃતસમ આ સમાજ અબુજ, સકળ જીવન જ્યાં ભંગ,
અમર વલ્લરી તું હરિ ! સ્ફુરશે જીવન રંગ. ૧૨
હળીએ મળીએ નિજમાં, ગુંથીએ જીવનબંધ,
વહેજો વિમળ જળ હૃદયનું, પ્રેમ પ્રવાહ અખંડ. ૧૩
'ઓ ભારત! પ્રિય ભારત!' અમ, એ મધુરૂં જીવનગાન,
જાતિ, ધર્મથી ભેદ ના, સહુમાં એકજ તાન. ૧૪
દીક્ષા તારા દ્વારની, ભેદ અમારે ન્હોય,
અભય અટલ અમ વૃત્તિમાં, કોણુ હઠાવણુ હોય. ૧૫
અચળ ઉર વિશ્વાસ છે, અચળ બીરદે આશ,
અચળ પંથ પ્રયાણુ છે, જય ભારત! જય નાથ ! ૧૬

—શ્રીયુત કૃપાશંકર બહેચરલાલ પંડિત.

## ૬૮. "એજ દિવસ આવ્યો છે આજ!"

જગના સઉ દેશે ગાજે, પ્રભુ ! તુજ આમંત્રણુનોજ અવાજ;
ને તુજ પદતીર્થે, આવીને, રચે માનવી સ્વજન સ્વરાજ્ય !
એજ દિવસ આવ્યો છે આજ:
પણુ ક્યાં છે હજી હિન્દ સમાજ ?

શું હજી રહે એ દીન દબાયલ ? હતો અગ્ર તે પડે પશ્ચાત !
સ્વકર્મ ટેક ધરીને, એને પ્રગત થવા દ્યો, સર્વે સાથ:
પ્રબલ પ્રભુ ! તુજ જયસંદેશે જગાવ: સદૈવ જાગ્રત્ નાથ !
નિજ દુઃખોને નવગણુકારે, તેજ જતા મૃત્યુવન પાર:
ભય સંભ્રમ સંકોચ પિંજરાં, તોડી, ઉભા શૂર સત્યાચાર !
એજ દિવસ આવ્યો છે આજ:
પણુ ક્યાં છે હજી હિન્દ સમાજ ?

આળસ સંકોચે, અચેન બાહ્યધરત ક્ષણિક દિન રાત્ર:
હર્ષહીન, જીવન, પ્રાણુ ચેતને, જગાવ: સદૈવ જાગ્રત્ નાથ !

નવીન યુગનો ઉગ્યો ઝળહળી પ્રભાતનો એ પ્રકટ રવીન્દ્રઃ
યાત્રલુ જન આવ્યાંઃ જોને ! પ્રભુ ! તુજ મંદિરાંતર પવિત્રઃ
એજ દિવસ આવ્યો છે આજઃ
પણ ક્યાં છે હજી હિન્દ સમાજ ?
અવગણનાં ધૂલી ધૂસર પંગુને પ્રભુતા પદથી ભ્રષ્ટ, અનાથઃ
શરમ હરી, તુજ મનુમન્દિરે, દે સ્થાપીઃ સદૈવ જાગ્રત નાથ !
જગને ધોરી માર્ગ, મેદિનીઃ તુજ રથચક્રરવે, પડછન્દઃ
ગાજે ગગનજ, પન્થી જનના લલિત ગીત સૂરે, પ્રભુ ! સાનન્દ !
એજ દિવસ આવ્યો છે આજઃ
પણ ક્યાં છે હજી હિન્દ સમાજ ?
આશા નિર્બળ, હ્રદય મૌન, જયાં બન્ધ, જુગ જર્જરિત ગૃહદ્વારઃ
મૂલ જ હિન્દ પ્રજાને, कर वाचाल તું ! સદૈવ જાગ્રત નાથ !
મહા પ્રજાઓ, હ્રદય સ્નાયુની ગ્રંથિમાં, તુંજ બલ ધરનાર !
અભય જયે, કંઇ કંઇ ઘૂમે, એ, જીવનને સાર્થક કરનાર !
એજ દિવસ આવ્યો, પ્રભુ ! આજઃ
પણ જોને, ક્યાં હિન્દ સમાજ !
અનાં આત્મ સંશય નિરાશા, તોડી દે તુંઃ પ્રભુ દયાન્દ્ર !
નિજ પડછાયાના ભૂત ભયથી બચાવઃ સદૈવ જાગ્રત્ નાથ !

રા. લાલત.

---

## ૬૯. ભારતભૂમિની આરતી.

જય જય ભારત વર્ષ, જય અમ ભરત ભૂમિ (મા) ૨
ભગીરથ તુજ ઉપકારો અહીંએ ચરણચુમી જયજય ભારત માત
તુજ ઉછંગ ઉમંગ સહ શુરવીર ઉછર્યા (મા) ૨
દિવ્ય ભૂમિ તુજ માટે દીપક ગુપ્ત થયા જય જય૦—
હજુ રામ પ્રથીરાજ પાંડવ સમ થાશે (મા) ૨
શીર સમર્પણ કરીને સુખીયા તે થાશે. જય જય૦—
ભડવીર ભાર્ત પ્રતાપ હજુ પણ જગ જાણે, (મા) ૨
તેજ ભૂમિ તું પોતે રત્નતણી ખાણે. જય જય૦—

રસમય સુવર્ણ ભૂમિ છે તું અમજનનિ (મા) ૨
દૃઢ ભક્તિ તુજ પુત્રો કરશે તનમનથી. જય જય૦—
તારો દિવ્ય પ્રતાપ, પાછો ઝળ હળશે (મા) ૨
દયા સમાને સત્યે કીર્તિ કોટ થશે. જય જય ભારત માત

—છોટાલાલ દોલતરામ મહેતાજી.

---

## ૭૦. જન્મભૂમિનું જયમંગળ.

---

જયમંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવીયે:—
ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉરસમુદ્રને હિમાલયે ઉગાળીયે— જય.
જનની અંક ઝુલીયે, ઋતુની રંગ ઝીલીએ;
આત્મબળ-ઉજાસથી બધું ઉજાળીયે— જય.
સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાઓ;
વીરધર્મથી ધરા સદા ધ્રુજાવીએ— જય.
સત્વથી સચવાય સ્વત્વ; સમજીએ થઇ પ્રવૃત્ત,
ઘુમીયે ઝઝુમી, જંગ તો મચાવીયે— જય.
ભૂતળ ફોડી ફેડીયે, ઉંડી જડો ઉખેડી,
દોર ને દમામ દેશનો જમાવીયે— જય.
સ્થિતિ સમય સ્વીકારીયે, પ્રવૃત્તિયજ્ઞ યોજીયે,
**જાતને સ્વદેશ કાજ કાં ન હોમીયે—** જય.
માતુ દીન દુભાય છે, સપુત! પીડા પીછાનીયે,
દુધ દીપાવીયે, ઉમંગને વધાવીએ— જય.
દેશ સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્યકર્મ,
આત્મભાવથી બધુ પ્રભુમય પીછાનીયે— જય.

—રા. લલિત.

---

## ૭૧. ભારતી સ્ત્રી ગીત.

( ગરબે રમવાને ગોરી નીસર્યાંરે લોલ એ રાગ. )

ગરબે રમવા, સાહેલી ! સાંચરોરે લોલ,
ભારતી મંદિર ચારૂ ચોક પ્રીતિથી ફરોરે લોલ;
આવો બ્હેની ! ગીત રંગ રેલીએરે લોલ. ટેક.
શરદપુનમ રજની ખીલી, અનિલ સુરભ મલકાય,
ચંદ્રામુખ નંદન શીળી સ્મિત લહરી લલકાયઃ—
રમે રમા શારદા સોહામણીરે લોલ,
કુંકુમે જ્યાં સાથિયા પૂરેલ, છે શોભા ઘણીરે લોલ,
આવો બ્હેની ! આજ રાસ ખેલીએરે લોલ—ગરબે૦
મીઠાં ઝરણુ ઝરી રહ્યાં, મધુરૂં મધુરૂં સુરગાન,
કોકિલ બુલબુલ રસભર્યાં દ્રવે અનુપમ તાન;—
દેશ વાડી નવપલ્લે ભરીરે લોલ,
કુંજકુંજ ધારી પુષ્પપુંજ વૃક્ષ વલ્લરીરે લોલ;
આવો બ્હેની ! જનની ગાન ગાઇએરે લોલ—ગરબે૦
ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર;
રમે સિંધુ કાવેરી જ્યાં, રમ્ય નર્મદા તીર;—
ગુર્જરી બંગ સુંદરી મળીરે લોલ,
કાશ્મીરી, દ્રાવીડી, મહારાષ્ટ્રી, રજપૂતાણીઓરે લોલ;
આવો બ્હેની ! ઐકયતાન ગાઇએરે લોલ—ગરબે૦
હિમાલય શિરસમ ઉંચી, નિર્મલ એ મન આશ,
ભિન્ન અતિ રીતિ તદપિ રહો, એક ઉર અમ વાસ;—
લાવો ! લાવો ! હૃદયપાત્રમાં ધરીરે લોલ,
મંગલ પ્રીતે અર્ધ્ય, ભક્તિ આત્મ સુવાસે ભરીરે લોલ
આવો બ્હેની ! માતૃભૂમિ પૂજીયેરે લોલ—ગરબે૦

સુમન્ત.

## ७२. मातृवन्दना.*

ऐ मातृभूमि तेरे, चरणोंमें सिर नमाउँ,
मैं भक्ति भेंट अपनी, तेरी शरणमें लाउँ ॥ टेक

१

माथे पै तू हो चंदन, छाती पै तू हो माला,
जिह्वा पै गीत तू हो, मैं तेरा नाम गाउँ ॥ ऐ.

२

जिससे सुपूत उपजे श्रीराम कृष्ण जैसे,
उस तेरी धूलिको मैं निज शीस पै चढाउँ. ॥ ऐ.

३

मानो समुद्र जिसकी धूलिका पान करके,
करता है मान तेरे उस पैरको मनाउँ ॥ ऐ.

४

वे देश मानवाले चढकर उतर गये सब
गोरे रहे न काले तुझको ही एक पाउँ ॥ ऐ.

५

सेवामें तेरी सारे भेदाका भूल जाउँ,
वह पुण्य नाम तेरा प्रतिदिन सुनू सुनाउँ ॥ ऐ.

६

तेरे ही काम आउँ, तेरा ही मंत्र गाउँ,
मन और देह तुझपर बलिदान मैं चढाउँ ॥ ऐ.

---

* लो. मा. मोहनदास गांधीना "सत्याग्रहाश्रम" मां गवातां सुंदर देशकीर्तनोमांनुं एक सर रविन्द्रनाथ टागोर प्रणित "वसंत" ना माघना अंकमां प्रसिद्ध थयुं छे.

# ૭૩. સ્વદેશવ્રત.

( મા પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળી રે એ ધુનમાં )

મુજ બંધુ બહુ અજ્ઞાન, એ મુજ ઉર વિંધે,
નાહ નિજપરનો વિવેક, એ મુજ ઉર વિંધે. ૧
હાઃ ત્રિસ કરોડનું જુથ, નહિ તે એક થતા,
ત્યજી સંપ થયા અતિ બદ્ધ, નહિ ઉર લેશ વ્યથા. ૨
મુજ માતૃભૂમિ પરતંત્ર, એ મુજ ઉર વિંધે,
વહે ચક્ષુ થકી જળધાર, શું આ વિજન બધે. ૩
ધરી ભેખ જગાડું વૃંદ, તે મુજ ભ્રાતૃતણા,
વ્રત લઇ આ વિચરૂં આજ, ઘો શુભ આશિષ મા ! ૪
વહે રકત પ્રવાહિની માંહ્ય, એ મુજ દેશહિતે,
આ શ્વાસ ઉચ્છ્વાસ જે થાય, એ મુજ દેશહિતે. ૫
ધરી દેહ ઝઝુમવું નિત્ય, એ મુજ દેશહિતે,
કરૂં તન મન ધન કુરબાન, એ મુજ દેશહિતે. ૬
મુજ હૃદય તણા ધડકાર, એ મુજ દેશહિતે,
આ સ્ફુરતા ઉચ્ચ વિચાર, એ મુજ દેશહિતે. ૭
મુજ જન્મ સ્થિતિ ને મર્ણ, એ મુજ દેશહિતે,
સહુ સુખ દુખના બહુ રંગ, એ મુજ દેશહિતે. ૮
ઉર પ્રસર્યો દિવ્ય વિરાગ, એ મુજ દેશહિતે,
લઇ ખાખ લગાડું અંગ, એ મુજ દેશહિતે. ૯
મુજ દેશ થકી મુજ જન્મ, ને મરૂં દેશહિતે.
ગણી મુકિત એજ અખંડ, નહિ કંઇ અન્ય રૂચે. ૧૦

—રા. અજ્ઞાત.

## ૭૪. 'માતૃભૂમિનું પૂજન.'

જન્મભૂમિ પૂજવાને જઇએ રે, ઓ બ્હેનીઓ !
જન્મભૂમિ પૂજવાને જઇએ રે:
સ્વર્ગથીય મોંઘી આ અમોલી હિન્દ મૈયા,
તન–મન–ધન અર્પી ધન્ય થઇએ રે;—ઓ બ્હેનીઓ !
ગાજી મંગલા અનેરી મારીમંદિરે આ,
આરતીની જ્યોત લલિત લઇએ રે;—ઓ બ્હેનીઓ !
સત્ય–પ્રેમ,–ધર્મ–નીતિ ને પવિત્રતાનાં,
પુત્ર—પુષ્પ—ધુપ ધરી જઇએ રે;—ઓ બ્હેનીઓ !
રમે ચાચરમાં સાધુબાલ—વીરબાલાઃ
માની એ પ્રસાદી વસો હૈયે રે;—ઓ બ્હેનીઓ !
ભક્તિનો સુવાસ, ત્યાગની મિઠાશ, શીળાં
આત્મદાનઃ માતુપદે ગૃહીએ રે;—ઓ બ્હેનીઓ !
અરૂણરંગ તેજ મધુર, માજીમુગટ સ્હોયાં,
ગગનપાર હૃદયગાન વહીએ રે;—ઓ બ્હેનીઓ !
ઘંટારવ, શંખનાદ,—ઉદયવાદ્ય વાગ્યાં,
જાગ્રતિનો સ્વાદ બધે દઇએ રે;—ઓ બ્હેનીઓ !
આવો ! માજી મંડપમાં બાલ વ્હાલઘેલાં !
જીવન સકળ સેવનમાં રહીએ રે—ઓ બ્હેનીઓ.

—રા. રામમોહનરાય જસવંતરાય.

## ૭૫. વન્દુ મા ત્હને.

વન્દુ મા ત્હને,
સુજલ, સુફલ, હિમગિરિ પવને !
ધન્ય લીલોતરી સેહિત ત્હમને !
વન્દુ મા ત્હને !
ચાંદની ચળકે, જામની પલકે,
ફુલડાં ઉઘડતાં, દ્રુમદળ લળકે,

વદન હસિત,
વચન લસિત,
સુખદ, વરદ, મા ત્હને !
વન્દુ મા ત્હને !
સાતકોટિજન ઘનગર્જન ગાજે !
કોણ કહે મા તુજને અબલે ?
બહુ બલ ધરતી, આત્મ ઉદ્ધરતી,
દુશ્મનના દળ, માવડી, ફેડતી,
વન્દુ મા ત્હને !
તુંહિ વિદ્યા, તુંહિ ધર્મ !
તુંહિ હિરદા, તુંહિ મર્મ !
પ્રાણે તુંહિ શરીરે !
ભુજાએ ત્હમે મા શક્તિ ?
હૃદયે ત્હમે મા ભક્તિ !
તમારીજ સ્થાપવી મૂર્તિ
હૃદયે ! મંદિરે ! મંદિરે
તુંજ દુર્ગા દશ શસ્ત્રોકર ધરતી !
તું કમળા અમ, કમળે ઠરતી !
સરસ્વતી વિદ્યાને દેતી !
નમિયે તુજને !
નમિયે નમિયે કસલે અમલે !
સુજલે સુફલે અતુલે ! મા ત્હને !
વન્દુ મા ત્હને !
જય જય જય શ્યામલ, સરલે !
ધરણી, તરણી, હસિત, ભૂષિતે !
વન્દુ મા ત્હને !

ન. હ. ધ્રુવ.

## ૭૬. ભૂમિને વન્દન.

ધુંધટકે ધાટમેં—એ રાહ.

નમું સુફળ વિમળ જળવાળી–મા, વન્દુ માતને.
ધાન્યે લીલીછમ હરિયાળી–મા, વન્દુ માતને.
મંદ મંદ મૃદુ મધુરૂં હસતી,
મધુરૂં મધુરૂં મૃદુ મૃદુ વદતી,
સુખડાં વર વરસવતી– મા–

× × ×

વિધા ધર્મ તું મર્મ હૃદય તું.
પિંડ પ્રાણ બાહુશક્તિ તું,
હૃદયતણી ભક્તિ તું– મા–

× × ×

ધારી તારી પ્રતિમા ધીરે,
હૃદય હૃદય પ્રતિ સહૃદય વીરે,
મન્દિરે મન્દિરે– મા–

× × ×

ધારિણી ભરણી વિહારણી વિરલા,
નર્મ સ્મિતભૂષિત શ્યામળી સરલા,
કમલા અતુલા અમલા– મા–

(રાષ્ટ્રીય ગીત ઉપરથી. ભાષાંતર.)

## वन्दे मातरम् ॥

वन्देमातरम्.

सुजलां, सुफलां, मलयजशीतलां,
शस्यश्यामलां, मातरं,
शुभ्रज्योत्स्नां पुलकितयामिनीं,
फुल्लकुसुमितद्रुमदलशोभिनीं,
सुहासिनीं, सुमधुरभाषिणीं,

सुखदां वरदां, मातरं ॥
सप्तकोटिकंठकलकलनिनादकराले,
द्विसप्तकोटिभुजेर्घृतशरकरवाले,
केवले मा तुमि अबले ?
बहुबलधारिणीं नमामि तारिणीं,
रिपुदलवारिणीं, मातरं ॥
तुमि विद्या, तुमि धर्म,
तुमि हृदि, तुमि मर्म,
त्वं हि प्राणाः शरिरे ॥
बाहुते तुमि मा शक्ति,
हृदये तुमि मा भक्ति,
तोमारइ प्रतिमा गाडि मन्दिरे मन्दिरे ॥
त्वं हि दुर्गा दशप्रहरणधारिणी,
कमला कमलदलविहारिणी,
बानी विद्या दाईनी नममि त्वम्
नमामि कमलां, अमलां अतुलां,
सुजलां, सुफलां, मातरम् ॥
वन्दे मातरम् ॥
श्यामलां, सरलां सुस्मितां, भूषितां
धरणीं, भरणीं, मातरम् ॥
( स्व. बंकिमचन्द्र चट्टोपाध्याय. )



( આ કાવ્યો પાછળથી ઉમેરવામાં આવ્યાં છે. )

## કર્મયોગી ગાંધીના ચરણે.

મોંઘા મીઠા હિંદરત્નોના ચૂડામણિ !
મોહન તારૂં વિશ્વવિમોહન નામ જો;
દેશોદયની ઉષા મધુર ઝળકાવતાં,
કરાળ રાત્રીના ગેબી સહ્યા વજ્રપાત જો.
પ્રાતઃસ્મરણીય જીવનમર્મ જગને દીધા,
નિષ્કારણ બંધુ તું મહાનુભાવ જો:
દેવ સંત કે સ્નેહી શું કહીએ તને ?
પુણ્યજીવનના જગને પઢાવ્યા પાઠ જો.
હૃદયતંત્રી અમ—આજ વિકંપન થતી પ્રિયે,
સુણતાં તારા પીયુષપૂર્ણ સંદેશ જો;
ડોલે આત્મા ગહન ઉંડા એ ગાનમાં,
નવ પુણ્યાનંદ અમૃતસ્મિત ઉભરાય જો.
કર્મણ્યેવાધિકાર શ્રીકૃષ્ણે ભણી ગીતા,
ફલિત કર્યાં તેં વણી જીવનમાં સૂત્ર જો:
કર્મવીર ! તેં ઝાંખી કીર્તિ કરી બુદ્ધની,
આત્મત્યાગમાં અમોઘ પાળ્યાં વ્રત જો.
જીવન જીવ્યો નરરત્ન ! નયનના શશિમાણ,
યોગી યાત્રા સંસિદ્ધ સાધુજન પૂર્ણ જો;
લોકોત્તર તવ સુરભી હૃદયની વાટિકા,
દેજો જગને નિશદિન પુણ્ય—પરાગ જો.

રસાલ.

## અમીભરી આંખો.

સોરઠો.

મોહન ! મોહનમંત્ર, ફુંકયો તેં જગ કર્ણમાં,
સર્વ લોકની આજ, આંખો ઢળતી અમીભરી.
દેશદાઝની શીખ, દીધી દિલ દરીઆવ ! તેં;
ગુરૂચરણે અમ આજ, ઢળતી આંખો અમીભરી.
સત્યાગ્રહનો સંગ કશુ ન છોડે વીરલો,
દર્શનાનંદ મહસુખ, પીતી આંખો અમીભરી.
કર્તવ્યનો કો ભાણ, ઉગ્યો શું અવનિ પરે,

ઉજાળે આત્મ-અંધાર, નમતી આંખો અમીભરી.
દર્શનમાં એ દેવ ! શોભે સાદા વસ્ત્રમાં,
ભારત માતના પ્રાણ, કથતી આંખો અમીભરી.
ભલે ઉપાડયો ભાર, જનનીએ નવ માસ તક,
સ્વર્ગ માંહિથી આજ, વર્ષે આંખો અમીભરી.
ભલે કરી તેં માત, સુકેથી ભીને સ્થળે,
ધન્ય ધન્ય અવતાર, વદતી આંખો અમીભરી.
હોય ભારતી આજ, સુંદરીના ય સ્વરૂપમાં,
નવરાવે નીજ નંદ, હર્ષાશ્રુથી અમીભર્યાં.
"રાખી તારી ટેક, મારો રાખ્યો ભરમ તેં,
ઉજળી કીધી આજ, લાખવાર લુંટાતી ને."
કથતો લોકને કેંણુ કોરે અંતઃકરણમાં,
ઉજળી આશના દેવ ! આપ્તાબ એ અમીભર્યા.
અંગરખેથી અનંત, આવે અમ ઉર અંદરે,
માતૃભક્તિની રીત, વધાવે આંખ અમીભરી.
તુજ ચંપલની જોડ, ચપળ કેમ બનાવે ના ?
દેશદાઝમાં વીર, ચમકે આંખો અમીભરી.

પ્રિયપીયુષ.

## દેશભક્ત ચૂડામણિ ગોખલેને.

### સોરઠા.

અળગો કરી નિજ સ્વાર્થ પરહિતમાં નિજ હિત ગણી,
જનસેવાનો માર્ગ, સ્વીકાર્યો તેં પ્રીતથી—૧
ભારત ભૂમિનાં હિત, હેતે વીર તેં સાધવા,
અર્પ્યું સઘળું વિત્ત, માતૃભૂમિના કારણે—૨
સેવાધર્મનો સાર, સદ્બોધવા નિજ દેશીને,
સીંચી અમીની ધાર, અંતર અમ વિકસાવિયું—૩
તું અમ કોહીનૂર, ઉજળું અમ મુખ તેં કર્યું,
ગયું અરે એ નૂર, ભારત આંસું સારતી.—૪
આપી નિજ બલિદાન, ભારતસેવા કારણે,
તુજ સમ નર ગુણવાન, નહિ ગોખલે કો થશે—૫
શ્રીપતિ જગદાધાર, તુજ પાયે પડી વિનવું,
દેજે શાંતિ અપાર, પ્રભુ તું એના આત્મને—૬

બુલબુલ.

# ટીકા.

## ૧ ભારત માતાને.

કડી ૨ લીટી ૩ લાલને બદલે ભાલ વાંચવું.

## ૧૦ ગુજરાત: એક ઐતિહાસિક કાવ્ય.

સ્વ. કવિ નર્મદાશંકરના "જય જય ગરવી ગુજરાત" અને ખબરદારના "ગુણવંતી ગુજરાત" જેટલુંજ આ કાવ્ય લોકપ્રિય થશે એવી આશા છે. ગુજરાતને તેના બહોળા અર્થમાં લઇ આ કાવ્ય રચવામાં આવ્યું છે. ગુજરાત એટલે નકશામાં ગુજરાતની હદ આપેલી છે તે નહિ પણ મુંબાઇ અને બીજે દરેક સ્થળે જ્યાં ગુજરાતીઓ વસે છે તે.

કડી ૧. કૃષ્ણ ભગવાને ગુજરાતને પોતાનો સ્વદેશ કર્યો હતો એમ કવિ કહે છે.

કડી ૨. મહાભારતના સમયથી ગુજરાત તેની ઐતિહાસિક ખ્યાતિ રાખી રહેલું છે; મહાન રૂષીઓનું તે તપોવન હતું.

કડી ૩. વિશાળ સમુદ્ર કિનારો, રમણિય કુંજો, નદિઓ, તળાવો, પર્વતો વિગેરે કરીને ગુજરાતનું સૌંદર્ય કંઇક અલૌકિક પ્રકારનુંજ છે.

કડી ૪. યુરોપના વેપારીઓ હિંદુસ્તાન સાથેનો દરિયાપારનો વ્હેપાર ખેડવામાં ગુજરાત તરફ આકર્ષાયા હતા; અને આજ પણ મુંબાઇ જે ગુજરાતીઓનીજ બનેલી છે તે યુરોપ સાથે વ્હેપાર કરવામાં પ્રથમ પંક્તિએ છે. કૃષ્ણ ભગવાનનું, પત્ની પદ ધારણ કરી, લક્ષ્મીજી ગુજરાતમાં પધાર્યાં હતાં; આજ વ્યાપારે કરી ગુજરાતમાં લક્ષ્મીજીનોજ વાસો છે.

કડી ૫. જગતના કોઇપણ દેશની સ્ત્રી કરતાં એક ગુજરાતણ રૂપ ગુણમાં શ્રેષ્ટ છે એટલુંજ નહિ પણ તેનો શ્રૃંગાર પણ સર્વ કરતાં વધારે મનોહર અને જાજરમાન વાળો છે. કવિનો ગુજરાતણ તરફ પક્ષપાત છે એમ કદાચ કોઇને લાગશે; પણ ઘણે અંશે ત્હેમનું કહેવું સત્ય છે એમ ઘણાને લાગ્યા વગર રહેશે નહિ. આવાજ પ્રકારનો પક્ષપાત મેં ઘણાના મોંએ સાંભળ્યો છે. વળી જુઓ રા. મણિલાલ છબારામ કૃત "ગુર્જરી" તથા સ્વ. ઇ. સ. દેસાઇ કૃત "ગંગા—ગુર્જર વાર્તા."

કડી ૬. નાની પોળો, ખેતરો, નાતજાતો, નાનાં રાજ્યો, ધર્મ પંથો વિગેરે નાની સંસ્થાઓ માટે આપણો દેશ ઘણા જુના વખતથી ખ્યાતિ પામ્યો છે.

કડી ૭. પરદેશી પારસીઓનો સત્કાર કરી ગુજરાતે જગતના ઇતિહાસમાં બીજા કોઇ દેશે નથી દર્શાવી તેવી ઉદારતા બતાવી છે. ગુજરાત સર્વ ધર્મનું તીર્થ ધામ છે.

કડી ૮. ઐતિહાસિક દૃષ્ટિએ નજર નાખતાં જણાય છે કે ગુજરાતે કોઇ મહારણ યજ્ઞમાં ભાગ લીધો નથી; જો કે તે કોઈ કાળે પણ શૂરવીરોને જન્મ આપ્યા વગર રહી નથી. વળી ગુજરાત દયાનંદ અને નિષ્કામ કર્મયોગી ગાંધી જેવાની જન્મભૂમિ છે.

કડી ૯. સુરત, કચ્છ વિગેરે ભાગના સાહસિક ગુજરાતીઓએ હિંદી મહાસાગરના સઘળા કિનારાઓ ઉપર વસવસાટ કરી ગુજરાતની હદમાં વધારો કર્યો છે.

કડી ૧૦. કવિ ગુજરાતને જગતનો બાગ એ નામ આપે છે. " હિન્દને સુંદરીનું રૂપ આપતાં :ગુજરાત એ હિંદ દેવીની જમણી અંજલીને સ્થાને આવી રહે છે. એટલે હિંદ મૈયાએ–નકશીદાર ગુલાબદાનીના જેવો–ગુજરાતનો ફૂલ ફૂવારો અંજલીમાં ધારી દિશા-દિશામાં ત્હેની ફૂલધારાઓ ઉડાવી ગુજરાતીઓ અને ગુજરાત તણેનાં ફૂલ જાણે દશે દિશામાં બધે વેર્યા ન હોય ! એવી કલ્પના કીધી છે.–"

( ના. દ. કવિ. )

## ૧૬ ખાકે હિંદ.

કડી ૧ અને ૨. આ પદોમાં ભારતભૂમિની પ્રસ્તાવનાનો આદંભ કરી કવિએ ભારતની પ્રાચીન સભ્યતાનું દિગ્દર્શન કરાવ્યું છે. કવિ કહે છે કે જે વખતે યૂનાન આદિ દેશોમાં શિક્ષા અને સભ્યતાની ગંધ પણ ન હતી તે સમયે આપણું ભારત સુશિક્ષિત થયું હતું.

કડી ૩. ગૌતમ બુદ્ધે આ દેશને જગમાં પહેલ વહેલો કીર્તિવંત કર્યો. અકબર જેવા મહાન રાજકર્ત્તાએ પ્રજા વાત્સલ્યતાનો રાજકર્તાઓને અનુકરણ કરવા જેવો દાખલો આપ્યો. રાણા પ્રતાપે અદ્‌ભૂત વીરતાથી ભારતનું મુખ ઉજવલ કર્યું.

કડી ૪–૫. કવિ માને છે કે ૨૦૦ વર્ષ ૪૦૦ વર્ષ એમ ૨૦૦૦ વર્ષ ઉપર ભારતની પ્રાકૃત્તિક દશા જે હતી તેજ હમણાં પણ છે. કાશ્મીર પહેલાં જેવું સ્વર્ગ સમાન ભાસતું હતું તેવુંજ સુંદર

જે ગંગા છે, જેની મહાત્મ અને પવિત્રતા જમાનાની પૂર્વે હતી તેટલીજ પાવનકારી અને પવિત્ર તે આજે પણ મનાય છે. એમ કંઇ પણ વાતમાં પરિવર્તન થયું નથી; માત્ર દેશભક્તિમાંજ પરિવર્તન થયું છે, તેથી કવિ કહે છે કે, "હુબ્બે વતન નહિં હે, ખાકે વતન વહી હે."

કડી ૬. આ પદમાં કવિની હાર્દિક દેશભક્તિ જે પ્રકારે ઉછળી નીકળી છે તે અતિશય અસાધારણ છે.

કડી ૭-૮-૯. દેશોન્નતિ માટે કવિની પ્રાર્થના છે. જે દેશવાસિયોનાં હૃદય આજ બિલકુલ નિર્જીવ થઇ પડયાં છે તે ફરી એકવાર ભસ્મ નીચે ઢંકાયેલી ચિણગારીઓની પેઠે જાગી ઉઠે છે. દેશનો પ્રેમ નેત્રોમાં જ્યોતિ થઇ સમાઇ જાય. આઠમા પદમાં કવિ કહે છે કે જેમ બુલબુલને તેની પ્રિય વસ્તુ ગુલાબ મુબારક હો અને ફુલને ચમન મુબારક હો તેમ અમને સ્વદેશ પ્રેમિઓને અમારૂં પ્યારૂં વતન મુબારક હો. અમારા હૃદયની કળીઓ દેશના (સુખદાયી) ઉદ્યાનમાં ખીલી પ્રસન્ન થઇ રહેશે. જે ખાકમાંથી તે પેદા થઇ છે તેજ ખાકમાં મળી જશે.

## ૩૨. ભારત સૈનિકનું ગીત.

આ સંગ્રહના પાંચમા વિભાગમાં આવેલાં કાવ્યોની પેઠે આ કાવ્ય હિંદીઓને સામ્રાજ્ય સેવાર્થે જાગૃત કરે છે. ભારત રક્ષણ સેનામાં (Indian Defence Force) જોડાવાના હિંદીઓ માટે પ્રાપ્ત થયેલા નવીન પ્રસંગનો લાભ લઇ માતૃભૂમિનું રક્ષણ કરવા સારૂ વીર હિન્દીઓને (કાવ્ય ૩૯ માં) આવ્હાન કરવામાં આવ્યું છે. ગુજરાતીઓને બાયલા કહેવામાં આવે છે એ એબ ટાળવા સારૂ આપણા દેશમાંથી ઘણા વીર પુરૂષો ભારત રક્ષણ સેનામાં જોડાઇ રાજ્યની અને દેશની સેવા બજાવશે એવી આશા છે.

" ભારતના સૈનિકનું આ ગીત યુરોપના મહા યુદ્ધમાં ફ્રાન્સના રણક્ષેત્રમાં ઝઝુમેલા ભારત સૈનિકના જીગરમાં ઝઝુમતા વિરાગ્નિની સાક્ષી આપે છે. આપણા સીખ, ગુરખાદિ સીપાહીઓ, બીકાનેરના મહારાજા, જોધપુરના પ્રતાપસિંહ અને ભારત રક્ષણ સેનામાં જોડાયેલા ને જોડાવા ઇચ્છતા ભારત પુત્રોનું જીગર આ ગીતમાં વીર

રસના દરિયાવની પેઠે ઉછળે છે. ભારતનાં [illegible] [illegible] ધર્મ જોકાંઇ પોતાનાં પૂર્વજોનાં વીરત્વ અને રાજપ્રીતિ આ યુદ્ધ પ્રસંગે અને આ આમંત્રણ નિમિત્તે પ્રગટ કરશે એવી આશા આ ગીતમાં ગોચર થાય છે." (વીસમી સદી. પુ. ૩. અં. ૬.)

૬૮. એજ દિવસ આવ્યો છે આજ!

સર રવીન્દ્રનાથ ટાગોરના

"The Day is Come,
But where is India?"

એ કાવ્યનો આ અનુવાદ છે.

કાવ્ય:—"નવીન શિવાલય."

ઉર્દુ કવિ ડા. શેખ મુહંમદ ઇલકાબનું આ કાવ્ય સ્વ. ગોખલેને ઉદ્દેશીનેતેમની ઘણા વર્ષો અગાઉની લાહોરની મુલાકાતના પ્રસંગે લખાયું હતું. ("ગુજરાતી" પત્રની જુની ફાઇલમાંથી મળી આવ્યું છે.)

સમાપ્ત.

---

(પૃષ્ટ ૭ માનું અનુસંધાન.)

